શ્રી 

# નેમીશ્વરભગવાનના

## બશેપંચાણું ચંદ્રાવલા.

મુનિશ્રી લબ્ધિ વિજય વિરચિત.

---

એ ગ્રંથને

યથામતિ સુધારી

શ્રી મુંબાપુરી મધ્યે,

ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.

---

સંવત્ ૧૯૪૧ સને ૧૮૮૪.

૨૩૩૩

॥ શ્રી વર્દ્ધમાનાય નમઃ ॥

॥ અથ ॥

## શ્રી નેમીશ્વરભગવાનના ચંદ્રાવલા પ્રારંભઃ॥

સરસતી સરસ વચન દ્યો મુજને, પ્રેમેં કરી પસાય ॥ શ્રીનેમીસરના ગુણગાવા, મુજ મન ઉલટ થાય ॥ મુજ મન ઉલટ થાય તે કહેવા, શ્રોતા જનને સાંભલવા જેહવા ॥ મંગલ કારી હોજો સહુને, સરસતી સરસ વચન દ્યો મુજને, પ્રેમેં કરી પસાય ॥ ૧ ॥ શ્રીજંબૂદ્વીપ દ્વીપમાં વારૂ, યોજન લાખ વિસ્તાર ॥ તેમધ્યે કનકાચલ શોહે, પર્વતનો શણગાર ॥ પર્વ૦ ॥ તેજાણો, ઊંચો યોજન લાખ પ્રમાણો ॥ નંદન વન જસ ઊપરેં સારૂ, શ્રીજંબૂ૦ ॥ યોજ૦ ॥ ૨ ॥ પૂરવ પશ્ચિમ ભાગે તેહને, ક્ષેત્ર વિદેહ અનૂપ ॥ ધણ કણ આયુ ભલેં જન મહોટા, સહુ વરતે સુખ રૂપ ॥ સહુ૦ ॥ સદાહિં, વિહરમાન જિનવર પણ ત્યાંહિં ॥ વંદન આવે સુરગણ જેહને, પૂરવ૦ ॥ ક્ષેત્ર૦ ॥ ૩ ॥ દક્ષિણને ઊત્તરનો પાસેં, ક્ષેત્ર અછે પટ સાર ॥ તેહમાં દક્ષિણ દિશાની કોરેં, ભરત ક્ષેત્ર ઊદાર ॥ ભર૦ ॥ કહેવાય, બત્રીશ સહસ્સ દેશ જેમાંય ॥ તેહમાં સોરઠ દેશ નિવાસે, દક્ષિણ૦ ॥ ક્ષેત્ર૦ ॥ ૪ ॥ સોરીપુર લંકાને તોલે, જોતાં ઘણું વિશાલ ॥

ગઢ મઢ મંદિર પોલ પ્રકાશે, સોહે ઝાક જમાલ ॥ સોહેળા તે વાદે, દેહરાસર પોસાલ પ્રાસાદે ॥ નિરખી ઇંદ્ર પુરી રહી ડોલે, સોરી૦ ॥ જોતાં૦ ॥ ૫ ॥ સમુદ્રવિજય નામેં તિહાં રાજા, રાજ્ય કરે સિરદાર ॥ હય ગય રથ પાયક દલ જેહનું, જોતાં નાવે પાર ॥ જોતાં૦ ॥ તે એહનો, કુબેર તણો ભંડાર છે જેહનો ॥ ગાવે ગંધર્વ ઘોરેં વાજા ॥ સમુદ્ર૦ ॥ રાજ્ય૦ ॥ ૬ ॥ રાજા ઘરેં શોહે પટરાણી, શિવાદેવી નાર ॥ હંસગતિ સ્વર કોકિલ રાજે, પદ્મણીનો અવતાર ॥ પદ્૦ ॥ તે દીસે, દેખી નરવરનું મન હીંસે ॥ શીયલેં સીતા રૂપ વખાણી ॥ રાજા૦ ॥ શિવા૦ ॥ ૭ ॥ રાજ કાજ તણા અધિકારી, છે મહેતા પરધાન ॥ સેનાપતિ ગાથાપતિ રાજે માંડવીઆ દરવાન ॥ માંડ૦ ॥ તે માને, ચોવટીઆ ગામોટજ વાને ॥ પુરોહિત શેઠ નકીબ તલારી, રાજ૦ ॥ છેમહે૦ ॥ ૮ ॥ રાજા રાજય સુખી સહુ પરજા, કરતા વણિજ વ્યાપાર ॥ બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય ને તેહમાં, શૂદ્ર તણુ નહીં પાર ॥ શૂદ્ર૦ ॥ તે એહમાં, અશી મસી કશી કર્મ છે જેહમાં ॥ કરે કરાબ જે કુલમાં સરજ્યા, રાજાણા કરતા૦ ॥ ૯ ॥ હવે રાજા રાણીશું મલી પ્રેમેં, સુખ વિલસે દિન રાત ॥ ઇંદ્ર ઇંદ્રાણીની પરેં શોહે દંપતી યુગલ વિખ્યાત ॥ દંપતી૦ ॥ ઊમંગેં, હાસ્યવિલાસ કરે બહુ રંગેં ॥ જિમ શોહે જડીયો મણિ હેમેં, રાજા૦ ॥ સુખ૦ ॥ ૧૦ ॥

એકદા રાણી નિજ આવાસેં, સૂતી સહજ મઝાર ॥ એહવે અપરાજિતથી આવી, પ્રભુ લીયે અવતાર ॥ પ્રભુ૦ ॥ જેવારેં, ચૌદ સુપન નિરખેજ તેવારેં ॥ લબ્ધિ કહે મનને ઉલ્લાસેં, એકદા૦ ॥ સૂતી૦ ॥ ૧૧ ॥ પહુલે સુપને રાણી નિરખે, મદ ઝરતો મયમંત ॥ ઊંચો ગિરિવરની પેરેં દીસે, મુખ શોહે ચિહું દંત ॥ મુખ૦ ॥ વિચાલે, શૂંઢ લેઈ શિર ઊપર વાલે ॥ એરાવત ગજને એમ હરખેં, પહેલે૦ ॥ મદ૦ ॥ ૧૨ ॥ બીજે સ્વપ્નેં રાણી નિરખે, વૃષભ વડો કંધાલ ॥ શ્રૃંગ યુગલ શિર ઝૂલ બિરાજે, કોટેં ઘૂઘર માલ ॥ કોટે૦ ॥ તે ઘમકે, ત્રાકુકે બ્રાહ્માંડે ધમકે ॥ સબલ ધવલ ધોરી એમ હરખેં, બીજે૦ ॥ વૃષભ૦ ॥ ૧૩ ॥ ત્રીજે સુપનેં રાણી નિરખે, જબર જોરાવર સિંહ ॥ આતા મયગલ કેરો મારણ, હુકંતો નિરબીહ ॥ હુકં૦ ॥ પ્રજાલો, દેતો ફાલ શોહે પાખાલો ॥ શૂંઢાલો કેસરી એમ હરખેં ॥ ત્રીજે૦ ॥ જબર૦ ॥ ૧૪ ॥ ચોથે સુપનેં રાણી નિરખે, શ્રીદેવી વર નાર ॥ પદ્મકમલ મંદિરમાં બેઠી, સજતી શોલ શણગાર ॥ સજતી૦ ॥ તે શોહે, જેહને જોઈ નરસુરગણ મોહે ॥ લીલાયેં લખમી એમ હરખેં ॥ ચોથે૦ ॥ શ્રીદેવી૦ ॥ ૧૫ ॥ પાંચમેં સુપને રાણી નિરખેં, પંચરંગી વર માલ ॥ જાઈ જુઈને ચંબેલી, બોલસિરિ કિરણાલ ॥ બોલ૦ ॥ તે લહકે, ચંપો ડોલરીઓ બહુ બહકે ॥ ફૂલ તણી માલા એમ હરખેં, પાંચમે૦ ॥

પંચ૦ ॥ ૧૬ ॥ છઠે સુપને રાણી નિરખે, શોલ કલા અલંકાર ॥ ગ્રહ ગણ તારા કેરો મંડણ, અમી તણો ભંડાર ॥ અમો૦ ॥ સોહાયે ॥ લચ્છી ભગિનીજસ કહેવાયે ॥ પૂનમચંદ એણી પરે હરખે, છઠે૦ ॥ શોલ૦ ॥ ૧૭ ॥ સાતમે સુપને રાણી નિરખે, સહસ્સ કિરણ શિરદાર ॥ ઝગ મગ જ્યોતિ ઝલામલ સોહે, તેજ તણો અંબાર ॥ તેજ૦ ॥ પ્રકાસે, જેહુથી જગત તિમિર સહુ નાસે ॥ કુંકમ વરણો સૂરજ હરખે, સાતમે૦ ॥ સહસ્સ૦ ॥ ૧૮ ॥ આઠમે સુપનેં રાણી નિરખે, દંડ કલશ ધ્વજ ઠામ ॥, ઊપર સિંહ તણું મુખ શોહે, લહકંતી અભિરામ ॥ લહુ૦ ॥ પરાગેં, ઝલકંતી સોવન મય ત્રાગેં ॥ વિજય પતાકાને એમ હરખેં, આઠમેં૦ ॥ દંડ૦ ॥ ૧૯ ॥ નવમેં સુપને રાણી નિરખે, સોવન કલશ અનૂપ ॥ પૂરણ અમૃતથી તે ભરિયો, સોહે મંગલ રૂપ ॥ સોહે૦ ॥ સકાજે, કમલ ફૂલ તે ઊપર રાજે ॥ એહવા શુભ કલશાને હરખેં, નવમે૦ ॥ સોવન૦ ॥ ૨૦ ॥ દશમે સુપનેં રાણી નિરખે, સજલ ભલું કાસાર ॥ અંબ કદંબ લતા ફલ ફૂલેં, શોહે આરા ચાર ॥ શોહે૦ ॥ તે પાજે, પંખી રવ જલ કમલ વિરાજે ॥ પદ્મ સરોવરને એમ હરખે, દશમે૦ ॥ સજલ૦ ॥ ૨૧ ॥ અગીઆરમે સુપને રાણી નિરખે, જલનિધિ જલકલ્લોલ ॥ લોઢ હીલોલ કરતાં છોલેં, પવન તણે ઝક ઝોલ ॥ પવન૦ ॥ દિવાજે, ધડહડ શબ્દ ગહેરો વલી ગાજે ॥ ખીર સમુદ્ર એણી પેરે હરખેં ॥

અગી૦ ॥ જલ૦ ॥ ૨૨ ॥ બારમેં સુપને રાણી નિરખે, સુંદર દેવ વિમાન ॥ દેવ દેવી બે માંહે બેઠા, શોહે રૂપ નિધાન ॥ શોહે૦ ॥ વિલાસેં, ધૂપ કુસુમ પરિમલ બહુ વાસેં ॥ ઘંટા રણકે ને બહુ હરખે. બારમે૦ ॥ સુંદર૦ ॥ ૨૩ ॥ તેરમે સુપને રાણી નિરખે, રત્ન અમૂલક તેમ ॥ પંચરંગી તેમાંહે શોહે, અરિષ્ટ રત્ન બહુ પ્રેમ ॥ અરિ૦ ॥ સજોપે, ઝગ મગ જયોતિ કરતાં ઓપે ॥ રત્ન રેળ ભલી એમ હરખે, તેરમે૦ ॥ રત્ન૦ ॥ ૨૪ ॥ ચૌદમેં સુપને રાણી નિરખે, કુંડ અગ્નિ નિર્ધૂમ ॥ જલ જલ જવાલો ચડતી શોહે, ધૃત મધુ કરે હોમ ॥ ધૃત૦ ॥ તે માંય, તરતમ યોગ ભલો કહેવાય ॥ અગ્નિશિખા તેહને એમ હરખે, ચૌદ૦ ॥ કુંડ૦ ॥ ૨૫ ॥ સુખ સેજેં સૂતી સુવિલાસેં, રાણી રયણી મઝાર ॥ એહવા સુપન લહી ઊમાહે, જાગી સા તેણી વાર ॥ જાગી૦ ॥ ઊમંગેં, ઊઠી રાય જગાવે રંગેં ॥ પ્રેમ વચન સુખથી પરકાશે સુખ૦ ॥ રાણી૦ ॥ ૨૬ ॥ જાગી રાય તિહાં રાણીને, પૂછે દઈ સન્માન ॥ સા કહે ચૌદ સુપન એ દીઠાં, તેહનું ફલ રાજાન ॥ તેહનું૦ ॥ વિચારી, તે હવે મુજને કહો નિરધારી ॥ પુત્ર થશે ફલ કહે જાણીને, જાગી૦ ॥ પૂછે૦ ॥ ૨૭ ॥ હાસ્ય વિલાસ કરી બહુ ખંતે, આવી નિજ આવાસ ॥ સુપન તણું જાગરણ કરવાને, તેડયાં દાસી દાસ ॥ તેડયાં૦ ॥ બોલાવી, પ્રભુ સ્તવનાયેં રાત્ર ગમાવી ॥ સૂરજ ઊદય હુઓ પરભાતેં, હાસ્ય૦ ॥ આવી૦

॥ ૨૮ ॥ પ્રાતઃકાલેં રાય સભા મેલીને, પંડિત તેડ્યા સાર ॥
પૂછે ચૌદ સુપન ફલ તેહને, તવ કહે તે સુવિચાર ॥ તવ૦ ॥
થોભાશે, તુમ ઘરે ચક્રીકે જિન થાશે ॥ એ ફલ કહું ગ્રંથજ
ભેલીને, પ્રાઃ૦ ॥ પંડિ૦ ॥ ૨૯ ॥ સાંભલી રાય ઘણું મન રંગેં,
આપે દાન અપાર ॥ તે લઇને પંડિત મુખ બોલે, રાય તણો
જયકાર ॥ રાય૦ ॥ શોહાવે, પંડિત સહુ સહુ નિજ ઘરે આવે
॥ હવે નિત્ય રાણી તેજ ઊમંગેં, સાંભલી૦ ॥ આપે૦ ॥ ૩૦ ॥
માસેં માસેં વધતો આવે, માતા મન ઊછરંગ ॥ ધર્મ નિયમ
દયાને કામેં, ધરતી ઘણું ઊમંગ ॥ ધરતી૦ ॥ સવાઈ, માગણ
જન જસ બોલે ગાઇ ॥ દાન પુણ્ય કરતી ઘણું ભાવેં, માસેં૦ ॥
માતા૦ ॥ ૩૧ ॥ એહવે પાવસની ઋતુ માંહેં, વરસે મેહ અપાર ॥
ખલહલ પૂર નદી ઘન ગર્જે, વીજ કરે ઝબકાર ॥ વીજ૦ ॥ તે
અરસેં, દાદુર મોર બપૈયા તરસે, સરોવર ભરિયા લહેરેં જાય ॥
એહવે૦ ॥ વરસે૦ ॥ ૩૨ ॥ શ્રાવણશુદિ પાંચમની રાત્રેં, શુભ
ગ્રહ યોગ વિખ્યાત ॥ નવ મસવાડા ઊપર વોલ્યા, દિવસ સાડ-
સાત ॥ દિવસ૦ ॥ સમાસેં, નેમીશ્વરજી જનમ્યા આવાસેં ॥
છપન્ન કુમારી આવે ખાંતે ॥ શ્રાવણ શુદિ૦ ॥ શુભ૦ ॥ ૩૩ ॥
ચોશઠ ઇંદ્ર મલીને આવે, જન્મ મહોત્સવ કાજ ॥ મેરૂ પર્વત
ઊપર લઇને, નવરાવે જિનરાજ ॥ નવરાવે૦ ॥ ઊમાચેં, ઇંદ્રાણી
મલીને ગુણ ગાયે ॥ હરખેં માતા કને પધરાવે, ચોશઠ૦ ॥ જન્મ૦

॥ ૩૪ ॥ પ્રાતઃસમય દાસી રાજાને, દીયે વધાઈ પ્રેમ ॥ લાખ પસાય કરે અવની પતિ, વસ્ત્ર ઘરેણાં તેમ ॥વસ્ત્ર૦ ॥ તે આપે, દાસીનાં દારિદ્રને કાપે ॥ વજડાવે ગાજા વાજાંને, પ્રાત૦ ॥ દીયે૦ ॥ ૩૫ ॥ રાજા રાજસભાયેં આવે, અંગ ઊમંગ અપાર ॥ મોહોટા મંડપ રંગ બનાવી, ઉત્સવ માંડયો સાર ॥ ઉત્સવ૦ ॥ સમાજે, કુંવર જન્મ્યાની નોબત વાજે ॥ ઘેર ઘેર તોરણ બાર બંધાવે, રાજા૦ ॥ અંગ૦ ॥ ૩૬ ॥ દેવી કુમર તણું મુખ નિરખી, હરખે હૈયે અપાર ॥ દિન દિન બીજના ચંદ્ર તણી પરેં, વધતો રાજ કુમાર ॥ વધતો૦ ॥ કલાયેં, અનુક્રમેં બાર દિવસ જબ થાય॥ નામ સમર્પ્યું નેમજ હરખી, દેવી૦ ॥ હરખે૦ ॥ ૩૭ ॥ શ્યામ વરણ સુંદર તનુ ઓપે, રત્ન અરિષ્ટ સમાન॥ નેત્ર કમલદલની પરેં શોહે, બાહુ જાનુ પરિમાણ ॥ બાહુ૦ ॥ તે પરસે, મસ તિલ શુભ લક્ષણ સહુ દરસે ॥ બાલપણે બલ બુદ્ધિ સજોપે, શ્યામવર્ણ૦ ॥ રત્ન૦ ॥ ૩૮ ॥ પ્રેમે સ્તન પય પાન કરાવે, ક્ષણ ક્ષણ લઈ ઊછરંગ ॥ મંજન અંજન રેખા સમારે, નયણે ધરી ઉમંગ ॥ નયણે૦ ॥ તે ભાવેં, કુંડલ મુકુટ કડા પહેરાવે, વલી માતા હરખેં હુલરાવે ॥ પ્રેમે૦ ॥ ક્ષણ૦ ॥ ૩૯ ॥ રાજકુમર સંઘાતેં રમતો, નિરખી નેમ કુમાર ॥ છલ બલ કરતા દેવજ સરખા, માની લેતા હાર ॥ માની૦ ॥ તેહોરેં, જોતાં પીડ પરાક્રમ જોરેં ॥ સુર નર ઇંદ્ર તણે મન ગમતોં, રાજ૦ ॥ નિરખી૦ ॥

૦૪ ॥ વિદ્યા ચૌદ ભણ્યા ગુરૂ પાસેં, અસ્ત્રને શસ્ત્ર વિચાર ॥ કલા બહોંતેર માસ એકમાં, શીખ્યા નેમ કુમાર ॥ શીખ્યા૦ ॥ વિલાસેં, મતિ શ્રુતિ અવધિ જન્મથી ભાસે॥ પણ માત પિતાના હરખ વરાસેં ॥ વિદ્યા૦ ॥ અસ્ત્ર૦॥ ૪૧॥ એહવે સમુદ્ર વિજય લઘુ બંધુ, શ્રીવસુદેવ દયાલ ॥ તસ અંગજ શ્રીકૃષ્ણ નરેસર, પૃથિવી તણા પ્રતિપાલ ॥ પૃથિવી૦ ॥ સવાઈ, જાસ પુરી ઇંદ્રે નીપાઇ ॥ નામ દુવારિકા પાખલિ સિંધુ, એહવે૦ ॥ શ્રીવ-સુદેવ૦ ॥ ૪૨ ॥ દ્વારાપુરી ઇંદ્રાપુરી સરખો, નિત્ય નિત્ય નવ નવ રંગ ॥ મંદિરશ્રેણી શોહે કોરણીયેં, ગોંખ બારીને સંગ ॥ ગોંખ૦ ॥ આંકડીઊં, દ્વાર છજા થંભે તાકડીઊં ॥ પોહોલી, દુર્ગ બજારને નિરખી, દ્વારા૦॥ નિત્ય૦ ॥ ૪૩ ॥ દશે દસાર તણાં તિહાં મંદિર. સુંદર દેવ વિમાન ॥ છપન્ન કુલકોડી યાદવની, મોહોલાતું અસમાન ॥ મોહોલા૦ ॥ તે જેહની, કોઈ આણ ન લોપે કેહની ॥ જોતાં સરવે રૂપ પુરંદર, દશે૦ ॥ સુંદર૦ ॥ ૪૪ ॥ વરણ વરણ તણે અધિકારેં, કશબેં સહુ પરિવાર ॥ વણિજ વ્યાપાર કરે મહાજન કેઈ, કોટી ધ્વજ શિરદાર ॥ કોટી૦ ॥ નીસાણે, માલ ઘણો પરદેશી આણે ॥ દાન પુણ્ય વધતે આચ્યા રે, વરણ૦ ॥ કસબેં૦ ॥ ૪૫ ॥ વિદ્યા ધ્યાન તણી પોશા-લું, વ્યાકરણ વેદ પુરાણ ॥ નૃત્ય કલાચાર્ય રાજનીતિ, છંદ સંગીતના જાણ ॥ છંદ૦ ॥ તે સુરમા, વૈદ્ય ગણિત પાઠી છે પુરમાં

॥ બાલક ભણવાને નીશાલું, વિદ્યા૦॥ વ્યાક૦ ॥ ૪૬ ॥ રમતા મલ્લ અખાડા માંહે, મુદ્ગર વાલે હાથ ॥ ડંડ કેઈ પીલે એક શ્વાસેં, કેઈ છલથી ભરે બાથ ॥ કેઈ૦॥ આખડતા, દાવ પકડથી મારે પડતા ॥ ઠોકે ભુજાને હોકારા થાયે, રમતા૦ ॥ મુદ્ગર૦ ॥ ૪૭ ॥ દેશી પરદેશી કેઈ આવે, નટ બાજીગર જાત ॥ ભાંડ ભવાઇયા ને તરગાલા, રમતા દિવસને રાત ॥ રમતા૦ ॥ વિહાયે, જોતા બહુ વિધ નાટક થાયે ॥ લબ્ધિમુનિ કહે રંગ બનાવે, દેશી૦ ॥ નટ૦॥ ૪૮ ॥ દ્વારાપુરી આવ્યા છે એહવે, સમુદ્રવિજયરા જાન ॥ નેમકુમાર સાથેં તેડીને, મલવાને બહુ માન ॥ મલવા૦ ॥ સવાઈ, યાદવ ઘેર ઘેર થઈ વધાઈ ॥ માનનીયો મલી લુંછણા લેવે, દ્વારા૦ ॥ સમુદ્ર૦ ॥ ૪૯ ॥ હલી મલી શ્રીકૃષ્ણ સંધાતેં, પરિજનથી વલી તેમ ॥ દિન દિન રહેતાં નવલે રંગેં, સહુથી વધતે પ્રેમ ॥ સહુથી૦ ॥ પ્રકારેં, વશ કરી લીધા નેમકુમારેં ॥ ક્રીડા કુમર કરે બહુ ખાંતે, હલી૦ ॥ પરિજન૦ ॥ ૫૦ ॥ વિધ વિધ ખેલના કૌતુક પુરમાં, જોવાને ધરી પ્રેમ ॥ સરખી વયના સાથ સંધાતેં, આવે જિહાં વલી નેમ ॥ આવે૦ ॥ તે જેહવે, રૂપ જોઇ માનનીયો તેહવે ॥ થાયે પરવશ કામાતુરમાં, વિધ૦ ॥ જોવાને૦ ॥ ૫૧ ॥ રમતા શસ્ત્રતણી શાલાયેં, રાહોત મલી જુંજાર ॥ ધોપ ને બલપટા ફેરવતા, નિરખે નેમકુમાર ॥ નિરખે૦ ॥ જેવામાં, કુમર રમ્યા કુસ્તી તેવામાં ॥ જોર તોર બલ છેલ સરાહે, રમતા૦

॥ રાહોત૦॥ ૫૨ ॥ થાક વિસામા લેઈ,વલતા, ઊઠયા કુમર ઊમંગ ॥ જલક્રીડાકરવાને કાજે, આવે બહુ ઊછરંગ ॥ આવે૦ ॥ તે ધરતા, એક બીજા શું અલીવજ કરતા ॥ જઈ પોહોતા સરોવર હુલફુલતા, થાક૦ ॥ ઊઠયા૦ ॥ ૫૩॥ ચારે દિશ આરા ઊતરતાં, વિચ વિચગાલે તેમ ॥ મહોટા ઘડનાલા પર શોહે, જાલી જડિતર હેમ ॥ જાલી૦॥ તે વરણા, આવી પાણીને ભલતા જરણા ॥ ગોખ છજાં પાખલી ફરતા, ચારે દિશ૦ ॥ વિચ૦ ॥ ૫૪॥ શફીલ બંધ પાજુ પટ ઓલી, ઘાટે ઘેરા દાર ॥ પગથી પાણી ભરવા ફેરી, રૂડી માંહે ને બાર ॥ રૂડી૦॥ ફૂલારી બંબા છૂટક ફૂવારાવાલી ॥ પુલ પાણીમાં બાંધેલ પોહોલી, સફીલ૦ ॥ ઘાટે૦॥ ૫૫॥તલ તલાવ પાતાલશું પુગા, તો અંતરગમ ચેલ ॥ ભરચાં સરોવર ડેહકાં દેતાં, લેહરચું ફૂલાફૂલ ॥ લેહરચું ॥ તે કરતા, મચ્છ કચ્છ જલ જતું ફરતા ॥ કોમલ કેઈક કમોદની ઊગાં, તલ૦ ॥ તો અંતર૦॥ ૫૬॥ પોતીઆં વાલી કૂદી પડતા, દોડી સરોવર માંહે ॥ કેઈક ચડી તરૂવર ડાલેથી, ધુબકંતા ઊચ્છા હે ॥ ધુબ૦ ॥ તે સાથે, એક બીજાને જાલી હાથે ॥ ડબકીઊંઆરે પાહુએ લડતા, પોતીઆ૦ ॥ દોડી૦ ॥ ૫૭॥ ॥ નાઇ ધોઇને નીસરિઆ, પહેરચાં વસ્ત્ર પવિત્ર॥ આવે ઊપવન વાડીએ અલવે, દેખી પુષ્પ વિચિત્ર ॥ દેખી૦॥ તે એહવા, ભાત ભાતના વિકસિત તેહવા ॥ જોવા કુમર તિહાં સંચરિયા

નાઇ૦ ॥ પહેરચાં૦ ॥ ૫૮ ॥ ક્યારા બંધ પાલું ઊતારી, પાણી વહેને પ્રચાર ॥ વેલડીઊં મંડપ પરવાલી, છાઇ કુસુમ અપાર ॥ છાઇ૦ ॥ શોહાવે, ચિહું દિસેં ફોર સુગંધની આવે ॥ ફરતા ભમરા ગુંજરતા ભારી, ક્યારા૦ ॥ પાણી૦ ॥ ૫૯ ॥ રેંટ કોશાને પાવટી તાણી, પરિગલ પાણી પાય ॥ પત્ર ગલિત કુચિંતા પરિહરતા, પ્રફૂલ્લિત થાય પોશાય ॥ પ્રફૂલ્લિ૦ ॥ વન વેલુ, માંહેં ટહુકે છે મોરને ઢેલું ॥ શોભા કેટલી કહું વખાણી, રેંટ૦ ॥ પરિ૦ ॥ ૬૦ ॥ જોતાં બાગ બગીચા વાડી, ખટ રૂતુ કેરાં ધામ ॥ મોહોલ બંગલાને રાવટીયું, બેઠક ઠામો ઠામ ॥ બેઠક૦ ॥ છે તેહવી, થાકે થાક વીસામા જેહવી, કાઢે ચર વાશીદા દાહાડી, જોતાં૦ ॥ ખટ૦ ॥ ૬૧ ॥ માલી જાત લઇ આવે મેવા, ફૂલને ફલ મિષ્ટાન્ન ॥ છાબું ભરી ધરે લઇ આગલ, ઘણું કરી સનમાન ॥ ઘણું૦ ॥ તે જેહવે, નેમે મુદ્રડી કાઢી તેહવે ॥ દેખી હરખી માલણી લેવા, માલી૦ ॥ ફૂલને૦ ॥ ૬૨ ॥ તિહાંથી રાજકુમર સંઘાતે, ઊઠયા તતક્ષણ નેમ ॥ દેવ તણા પ્રાસાદ જોવાને, વલિયા મારગ તેમ ॥ વલિ૦ ॥ તે જયારે, સંઘ સાથ હરખ્યો જ તિવારે ॥ દરિશન કરિશું જોડીને હાથેં, તિહાંથી૦ ॥ ઊઠયા૦ ॥ ૬૩ ॥ શિખરબંધ દેહરા અતિ શોહે, મંડપ રંગ વિશાલ ॥ થંભ છજા ચોકી ચિહું ફેરે, સાત ભૂમિ ચોશાલ ॥ સાત૦ ॥ તે નોખેં, જાલી બંધ કઠોડીઊં ગોંખેં ॥ કલશાને ડંડ ધ્વજે મન

મોહે, શિખર૦ ॥ મંડપ૦ ॥ ૬૪ ॥ કિહાં ઈશ્વર કિહાં વિષ્ણુ બિરાજે, કિહાં જગદંબારૂપ ॥ કિહાં ગણપતિ કિહાં ભૈરવ ફરી, મૂરતિઓ અનૂપ ॥ મૂરતિ૦ ॥ તે માંહિં, શ્રીજિનરાજ મૂરતિ પણ આહિં, શોહે ઘંટા તણે અવાજે, કિહાં૦ ॥ કિહાં૦ ॥ ૬૫ ॥ પંડિત વેદોચ્ચારને સ્વરથી, ઊછાલંતા હાથ ॥ પૂજા પાત્રી કરે સ્નાન વિધિશું, ધૂપ દીપ ફૂલ સાથ ॥ ધૂપ૦ ॥ તેધરતા, સહુ દેહરે ઇમ પૂજા કરતા ॥ જોતા આવે કેઇ રમતથી, પંડિત૦ ॥ ઉછા૦ ॥ ૬૬ ॥ નેમિશ્વરજિનમૂરતિ જોઈ, ભાવે અધિક અનૂપ ॥ કહે ચૈતન્ય જડ સંગ વર્ત્તે, જગ સંસારી રૂપ ॥ જગ૦ ॥ વિચારે શુધ્ધાતમ જિનગુણ નિરધારે ॥ જિનદરિશન સમાન ન કોઇ, નેમિ૦ ॥ ભાવે૦ ॥ ૬૭ ॥ તિહાં વિષ્ણુ મતિ કહે પ્રભુ ઇછાયે, સહ વર્ત્તે ત્રિભૂવન ॥ કરતા હરતા છે પરમેશ્વર, છાયા જેમ દર્પણ ॥ છાયા૦ ॥ માંભાસે, નટવર રમતો પ્રેમ વિલાસે ॥ પ્રલય પયોદધિ રહે સીજાયે, તિહાં૦ ॥ સહુ૦ ॥ ૬૮ ॥ વલતું નેમીશ્વર એમ બોલે, ઇછાહે જગ જીવ ॥ કરતા હરતા ભોગતા કારણ, ચેતન માંહે સદૈવ ॥ ચેતન૦ ॥ તે કર્મે, રહ્યો અનંત વિભાવિ ધર્મે ॥ પુદ્ગલ સંગ કાલેથી ડોલે, વલતું૦ ॥ ઇછાહે૦ ॥ ૬૯ ॥ વડતરૂ એક જૂઓ તમે મહોટું, ફલ છે તિહાં અનેક ॥ ફલ ફલ બિજ રાશિને જોતાં, ગણતી ન આવે છેક ॥ ગણતી૦ ॥ તે એહમાં, બીજ બીજ વડ તરૂ છે જેહમાં ॥ જગત સરૂપ ગણે કેમ

ખોટું, વડતર૦ ॥ ફલ છે૦ ॥ ૭૦ ॥ પૂર્ણાનંદ ગણો છો સૂતા, વાસના લિંગ અનૂપ ॥ વાસના ઇછા શબ્દાંતરથી, પ્રગટે જગત સરૂપ ॥ પ્રગટે૦ ॥ કહાવે, કર્મ શુભાશુભ કિહાંથી આવે ॥ એ બાધક સહુ મૂલથી જોતાં, પૂર્ણા૦ ॥ વાસના૦ ॥ ૭૧ ॥ છે પ્રાણી ભવોદધિમાં સૂતા, વાસના સંજ્ઞિક રૂપ ॥ વાસના તે ઇછાર્થ ધુનીથી, મલતું જગત સરૂપ ॥ મલ૦ ॥ તે કહે છે, તેણે સુખ દુઃખ પ્રાણી વહે છે ॥ તમે પ્રભુ ઇછા કહીને જ વગૂતા, છે પ્રાણી૦ ॥ વાસના૦ ॥ ૭૨ ॥ એમ પ્રતિબોધ કરતા જેહવે, સહુ મન અચરજ થાય ॥ કર્મ શુભાશુભનો જે કરતા, નિજ આતમ ઠહરાય ॥ નિજ૦ ॥ તે જેહથી, સુખ દુઃખ કારણ લાહે તે તેહથી ॥ તો પ્રભુ કરતા કિમ થાયે કે હવે ॥ એમ૦ ॥ સહુ૦ ॥ ૭૩ ॥ પંડિત પ્રશંસા કરે મલતા, આ નેમીશ્વર લઘુ વેસ ॥ બુધ્ધિ નિધાન વિચક્ષણતાયેં, સહુમાં ઘણુ વિશેષ ॥ સહુમાં૦ ॥ તે પરખો, જાદવ વંસ વિભૂષણ નિરખો ॥ એમ કહી ઉઠે દેવલથી, પંડિત૦ ॥ નેમી૦ ॥ ૭૪ ॥ આવ્યા કુમર મલી નિજ ગેહે, માતા પૂછે પ્રેમ ॥ આવડી વાર કિહાં થઈ તુમને, વલતું કહું સહુ તેમ ॥ વલતું૦ ॥ કુમારે પીરસ્યાં ભોજન વિવિધ પ્રકારે ॥ છપન્ન ભોગ ધરચા લેઇ નેહે, આવ્યા૦ ॥ માતા૦ ॥ ૭૫ ॥ એમ વનવાડી સરોવર ફરતા, નિરખે નવલા ઘાટ ॥ જલ ભરતી અલબેલી સુંદરિ, જોતાં જોય ઉચાટ ॥ જોતાં૦ ॥

તાહેજે, રમણી રમણુ ભૂમીકા સહેજે ॥ દિન દિન ખ્યાલ ખુશી બહુ કરતા, એમ૦ ॥ નિરખ૦ ॥ ૭૬ ॥ કોઇક સમય હીંડે પગ પાલા, કેયેક થઇ અસવાર ॥ કેયેક રથ પાલખીયેં બેસી વિલસે નગર મઝાર ॥ વિલસે૦ ॥ કિવારે, સહુ મલી કહે છે, કુમર જિવારે ॥ એમ કરતા આવે આયુધ્ધ સાલા, કોઇક૦ ॥ કેઇયેક૦ ॥ ૭૭ ॥ આવ્યા આયુધ્ધ શાલા જિહાંયેં, જાદવ નેમ કુમાર ॥ કૃષ્ણ તણા આયુધ્ધ દેખીને, વલતા કરે વિચાર ॥ વલતા૦ ॥ તે અલવે, શંખને ચક્ર ગદા કોણ હુલવે ॥ તે બલીઓ સહ યોધ્ધા માંહે, આવ્યા૦ ॥ જાદવ૦ ॥ ૭૮ ॥ કેઇક ગદા ઊપાડવા બલથી, કરતા જોર કુમાર ॥ કોઇક સંખ પંચાયણ બાધા, કેઇક ચક્ર પ્રચાર ॥ કેઇક૦ ॥ અડવડતા, એક બીજાં ઉપર આથડતા ॥ કાંઈ ન હાલે કોઇ કલથી, કેઇક૦ ॥ કરતા૦ ॥ ૭૯ ॥ શ્રીનેમીસર ઉભા નિરખે કુમર તણો હોકાર ॥ સરવે જોર કરી કરી થાકા, ત્યારે બોલ્યા કુમાર ॥ ત્યારે૦ ॥ તે થાકી, રહ્યા હવે નેમીસર બાકી બલ જોવા બાંધવ સહુ હરખે, શ્રીનેમી૦ ॥ કુમર૦ ॥ ૮૦ ॥ ચર આયુધ્ધશાલાના તઇયેં, બોલ્યા મુસકી એમ ॥ કૃષ્ણ વિના આયુધ્ધ ઉપડશે, નેમ તે તમથી કેમ ॥ નેમને૦ ॥ તે હાલે આમાં કોઇનું જોર ન ચાલે ॥ નવલો આ તુમને શું કહિયેં, ચર૦ ॥ બોલ્યા૦ ॥ ૮૧ ॥ ત્યારે નેમજી કહે અનુચરને, આ-

યુધ્ધ કીયું અણતોલ ॥ જે ઉપડશે નહીં ઉપાડયું, એવું કીયું તે બોલ ॥ એવું૦ ॥ દેખાડી, જે કહે તે હું લીઉં ઉપાડી ॥ ચર કહે ફેરવો આ ચકરને, ત્યારે૦ ॥ આયુધ૦ ॥ ૮૨ ॥ ટચી આંગુલીયેં ચક્ર ચડાવે, નેમીસર તણી વાર ॥ તાણી ધનુષ્ય તણું ટંકારવ, કરતા ડરીયા જુંજાર ॥ કરતા૦ ॥ નીહાલે. ગદા લઈ આકાશે ઉલાલે ॥ સરવ કહે હવે સંખ વજાવે. ટચી૦ ॥ નેમી૦ ॥ ૮૩ ॥ હઠ માંડી કહે શંખ વજાડો, નેમીસર મહારાજ ॥ સ્વામી કહે એહમા નહી સારૂં, એહ રહેવા દીઓ આજ ॥ એહ૦ ॥ તે જઇયેં, સહુ એ કેડ કરચો ઘણુ તૈયેં ॥ લીઓ હવે ધુની શંખ જગાડો, હઠ૦ ॥ નેમી૦ ॥ ૮૪ ॥ ત્યારેં શંખ ઉપાડયો જઇને, પંચાયણ તણીવાર ॥ હાથમાં લઇ ઉભા નેમીસર, હરખ્યા યદુ કુમાર ॥ હરખ્યા૦ ॥ તે નિરતે, અતુલી બલ સહુ નેમને વરતે ॥ કરો અવાજ શું ઉભા લઇને, ત્યારે૦ ॥ પંચા૦ ॥ ૮૫ ॥ સંખ અવાજ કરચો જબ નેમેં, તણેં ગાજીઉં બ્રહ્માંડ ॥ ધુજચું મહી મંડલ નાદેંથી, ધુજયા ગિરિવર તુંડ ॥ ધુજયા૦ ॥ થી ત્રૂટા, તોડી સાંકલ હસ્તી વિછૂટા ॥ હયવર જાલ્યા ન રહે કેમેં, સંખ૦ ॥ તેણ૦ ॥ ૮૬ ॥ નાદેંથી સમુદ્ર જલ હલિયું, ચડિઆ જલ કદ્દત્રોલ ॥ દ્વારા પુરી થર હરવા લાગી, પુરજન હવું ચકડોલા ॥ પુર૦ ॥ તેભાખું, યોધ્ધા થરકંતા કહે આ શું ॥ જોરાવર કોઈ ઉપનો બલિયો, નાદેંથી૦ ॥ ચડિઆ૦ ॥

૮૭ ।। ગોખે બેઠી કામની ઝબકી, થડકી હૈયે અપાર ।। કંચૂકી કશ બંધ વિછૂટા, તૂટા નવસર હાર ।। તૂટા૦ ।। ગલાના, ગાત્ર શિથિલ થયાં અબલાનાં ।। પીયુ પીયુ મુખથી કહે ચમકી. ગોખે૦ ।। થડકી૦ ।। ૮૮ ।। ઘોર અવાજ સુણી ગિરધારી, કંપીત હવું આસન્ન ।। અર્જુન ભીમ યુધિષ્ટિર આદેં, વિસ્મય પામ્યા મન્ન ।। વિસ્મય૦ ।। વિચારે, સભા સમગ્ર શંકાય તિવારે ।। કોઇક યોધ્ધો હશે મહાભારી, ઘોર૦ ।। કંપીત૦ ।। ૮૯ ।। કેમ રહેસે આ રાજ વડાઈ, વૈરી હવો વખ્યાત ।। એહવો સંખ ભયાનક ઘોરે, સહી કરશે ઉત્પાત ।। સહી૦ ।। તું જાણે, બલભદ્ર ખબર લીઓ જઇ ટાણે ।। જેમ કરીયે સંગ્રામ સજાઇ, કેમ૦ ।। વૈરી૦ ।। ૯૦ ।। ઓધવજી આવ્યા તેવામાં, જોઇ કરી સેનાણ ।। રાજસભામાં નેમીસરના, બલનુ કરચું વખાણ ।। બલ૦ ।। તે એહવું, કૃષ્ણ વિમાસે એ શું કહેવું, એ લઘુ બંધવછે કેહેવામાં, ઓધવ૦ ।। જોઇ૦ ।। ૯૧ ।। રાજ કાજ મોહેલા કહેવાયે, કૃષ્ણ વિચારે એમ ।। આ પોતાનું બલ દેખાડી. મુજ પરચાવે નેમ ।। મુજ૦ ।। તે સૂરો, એકે વાતે નહીં એ અધૂરો ।। નહાનો છે પણ કેશરી પ્રાયે, રાજ૦ ।। કૃષ્ણ૦ ।। ૯૨ ।। તે હવે કુમર સંગાતે ફરતા, આવ્યા રાજ દુવાર ।। કૃષ્ણે રાજસભામાં તતક્ષણ, તેડીઆ નેમકુમાર ।। તેડીઆ૦ ।। તે આવે, વિસ્મય ચેષ્ટિત વાત જણાવે ।। એહવા બલિયા છે સહુ કરતાં,

તેહવે૦ ॥ આ૦ ॥ ૯૩ ॥ ચાલો જઈયેં મલ્લ અખાડે, કુસ્તી કરીયેં દોય ॥ જીતે હારે જે છલ બલ માંહે, તે માને સહુ કોય ॥ તેમાને૦ ॥ વખાણે, હાલું મન અભિમાન જે આણે, તેહની ખબરતો યુધ્ધ દેખાડે, ચાલો૦ ॥ કુસ્તી૦ ॥ ૯૪ ॥ નેમીસર કહે તુમેં મોટેરા, હું છું ન્હાનેં વેશ ॥ લોક હાસ્યાર્થે થાયે લડતાં, મોટપ જાયે નરેશ ॥ મોટપ૦ ॥ તે જાણી, આપણે વઢી શું કાઢવું તાણી ॥ રાજ છો ભાઇઓમાંહે વડેરા, નેમી૦ ॥ હું છું૦ ॥ ૯૫ ॥ કૃષ્ણ ભણી સહુ રાખે વારી, પણ મન ન રહ્યું કોયા ॥ નેમ ભુજા બલ જોવા કારણ, કાંઠું ગ્રહ્યું તોય ॥ કાંઠું૦ ॥ જેવારેં, તાણી કાઢી કોંજ તેવારેં ॥ તિહાં ચમક્યા મન માંહે મોરારી ॥ કૃષ્ણ૦ ॥ પણ૦ ॥ ૯૬ ॥ ફરીને હરિયેં ભુજા પસારી, મુખથી બોલ્યા એમ ॥ માહારી ભુજા લેઈ જો વારો, તો વહીએં સહી નેમ, તો૦ ॥ વડાઇ, નેમેં ગ્રહી તિહાં ગઈ મરડાઈ ॥ થઈ સરમદને શંકે ભારી, ફરીને૦ ॥ મુખ૦ ॥ ૯૭ ॥ નેમ કહે નિજ બાહુ પસારી, કૃષ્ણ નમાવો એહ ॥ ભુજા નમાવવા બલ બહુ કરતા, વાલી ન વલે તેહ ॥ વાલી૦ ॥ તે જયારેં, ભુજા ગ્રહી લટકી રહયા ત્યારેં ॥ હાલરીયે હીચોલે ગિરધારી, નેમ૦ ॥ કૃષ્ણ૦ ॥ ૯૮ ॥ એક વાહાણુંને વલી વગોણુ, જોતાં હવું તેણી વાર ॥ કૃષ્ણ ઉદાસ થઇ મન કલ્પે, શોચે ઘણું અપાર ॥ શોચે૦ ॥ તે જેહવે, ઇંદ્ર અવધિથી નિરખે તેહવે ॥ આ કોણ સમજાવે

તિહાં હુંવોણું, એક૦ ॥ જોતાં૦ ॥ ૯૯ ॥ દ્વિજનો વેશ ધરી તિહાં આવે, સૌધર્મેંદ્ર દયાલ ॥ કૃષ્ણ પ્રત્યેં વિગતેં કરીને કહે, શોચ કરો તમે આલ ॥ શોચ૦ ॥ શે માટે, જગમાં નેમ થકી કોણ ખાટે ॥ તિહાં સહુ બલ કહે પ્રસ્તાવેં, દ્વિજનો૦ ॥ સૌધર્મેં૦ ॥ ૧૦૦ ॥ બલ અનુમાન સુણો બુદ્ધિવંતો, ઇંદ્ર કહે તેણી વાર ॥ બાર યોદ્ધા બલથી એક ગોધો, દશ ગોધે તુખાર ॥ દશ૦ ॥ ॥ એરાણો, બાર તુખાર મહીષ બલ જાણો ॥ પંદર મહીષેં ગજ મદમંતો, બલ૦ ॥ ઇંદ્ર૦ ॥ ૧૦૧ ॥ પાંચ સય હસ્તી બલ જેહવું, સિંહકેશરી જોર ॥ બે હજાર કેસરીના બલથી, અષ્ટાપદ ખગ સોર ॥ અષ્ટા૦ ॥ તે દેખો, લક્ષ અષ્ટાપદ બલભદ્ર પેખો ॥ બમણું વાસુદેવમાં કહેવું, પાંચ૦ ॥ સિંહ૦ ॥ ૧૦૨ ॥ વાસુદેવ બેનું બલ જાણું, એક ચક્રધર માંહિં ॥ લાખ ચક્રધરનું બલ જોતાં, છે ધરણીધર ઉછાહિં ॥ છે ધર૦ ॥ તે વારૂ, બમણું સૌધર્મ ઇંદ્ર કહે મહારૂં ॥ તેહથી અનંત બલ નેમ વખાણું ॥ વાસુ૦ ॥ એક૦ ॥ ૧૦૩ ॥ ઇંદ્ર પ્રશંસીને ગયા ત્યાંથી, નેમ ગયા નિજ ગેહ ॥ કૃષ્ણ વિચાર કરે મનમાંહે, બહુ બલીઓ સહી એહ ॥ બહુ૦ ॥ ભુજાયેં, એ બલની ગતિ કોણે કલાયે ॥ જાણ્યું શંખ વજાડ્યો જિહાંથી, ઇંદ્ર૦ ॥ નેમ૦ ॥ ૧૦૪ ॥ કૃષ્ણ કહે સુણો બલભદ્ર ભાઈ, બલીયો નેમકુમાર ॥ લઘુ વય છે પણ જેહના બલથી, મોહોટા માને હાર

॥ મોહો૦ ॥ તે એથી, તો હવે સ્ત્રી પરણાવીયેં તેથી ॥ ભોગ યોગેં વધશે નમલાઈ, કૃષ્ણ૦ ॥ બલીયો૦ ॥ ૧૦૫ ॥ જો કન્યા મોહોટી હોયે વરશે. તો બલ વીર્ય ક્ષીણ થાયા ॥ એહવી કન્યા કોણ તે સાધે, જોઇ કરૂં ઉપાય ॥ જોઈ૦ ॥ આદરમાં, છે એક ઉગ્રસેનના ઘરમાં, રાજુલ કન્યા અપસરા દરસે ॥ જો કન્યા૦ ॥ તો બલ૦ ॥ ૧૦૬ ॥ કૃષ્ણેં સમુદ્રવિજય તેડાવી, બેસાડી એકાંત ॥ કહે માહારો ભાઈ પરણાવો, મુજને થઇ છે ખાંત ॥ મુજને૦ ॥ તે એહવી, જાન સજી જિહાં શોભે તેહવી ॥ જોઈ સગાઇ કરો મન ભાવી, કૃષ્ણેં૦ ॥ બેસાડી૦॥૧૦૭॥ સમુદ્રવિજય વલતું એમ બોલે, પુત્ર ન વંછે નાર ॥ ભાઇ વાત કરૂં શું એહની, કુલમાં થયો બ્રહ્મચાર ॥ કુલ૦ ॥ હું લેખું, સ્ત્રીનો સંગ ક્યાંહીં ન દેખું ॥ જો મલે અપસરાની કોઈ તોલે, સમુ૦ ॥ પુ૦ ॥ ૧૦૮ ॥ એહની ચીવટ છે હવે અમને, જો તમેં ભાંખ્યું એમ ॥ વિવાહ મનાવી જેમ તેમ કરીને, પરણાવું હું નેમ ॥ પરણા૦ ॥ ને જ્યારેં, થાયે પ્રતીત વચનની ત્યારેં ॥ તેમ કરશું જેમ ગમશે તુમને, એહની૦ ॥ જો તમેં૦ ॥ ૧૦૯ ॥ કોલ દેઈ હરિ ઉઠ્યા તિહાંથી, ગયા અંતેઉર માંહે ॥ નેમ કુમારને પરણાવાની, ચરચી વાત ઉચ્છાહે ॥ ચરચી૦ ॥ દેખાડે, પણ એ પહેલાં કેમ હા પાડે ॥ નહીં તો મેલ બને આ કિહાંથી, કોલ૦ ॥ ગયા૦ ॥ ૧૧૦ ॥ રાણીયો મલી કહે ઉલ્લાસેં, વરશે

તુમ પસાય ॥ જો તમને ઇચ્છા થઈ એહવી, તો કરશું શીઘ્ર ઉપાય ॥ તો કરશું૦ ॥ વિચારી, જેમ તે વાત બને નિરધારી ॥ તેહવું કારણ જોઈ સમાસેં, રાણીયો૦ ॥ વરસે૦ ॥ ૧૧૧ ॥ એક સમય કમલાદેય રહીને, નેમ ભણી દીયે શીખ ॥ અબલા વિણ અધિકાર નહીં એ, ભોગ કરમ પ્રતિબંધ ॥ ભોગ૦ ॥ વિયોગી, છે શિવ સરિખા પણ સંયોગી ॥ પૂછો વેદ પુરાણેં જઇને, એક૦ ॥ નેમ૦ ॥ ૧૧૨ ॥ એમ કહી સમજાવે રાણી, વિધ વિધ કહી ઉપદેશ ॥ ભરી કટાક્ષ જોતા સુવિલાસેં, રાચે નહીં લવ લેશ ॥ રાચે૦ ॥ કે વારેં, એને વસંતમાં રોલશું જયારેં ॥ હારીને હા પાડશે જાણી, એમ૦ ॥ વિધ૦ ॥ ૧૧૩ ॥ વસતી વાત વીસારી મેલી, પછી ઠરચું પરિયાણ ॥ સજની મલી મહારાણીને કહે, તુમે છો ચતુર સુજાણ ॥ તુમે૦ ॥ શિરાણી, ઠામ લાવશો દેવરને તાણી ॥ પાંચ દિવસ પુની કાઢીઆ ઠેલી, વસ૦ ॥ પછી૦ ॥ ૧૧૪ ॥ લબ્ધિ કહે મહામંગલ કારી, આવ્યો માધવનો માસ ॥ નર નારી મનમાંહે હરખેં, ધરતી ઘણું ઉલ્લાસ ॥ ધર૦ ॥ તે અંગેં, મદવંતી મત વાલી રંગેં ॥ માંહોમાંહેં ઉમંગ શું ભારી, લબ્ધિ૦ ॥ આવ્યો૦ ॥ ૧૧૫ ॥ વિગતે શું વનરાય વખાણું, મોરચા અંબ કદંબ ॥ નારંગી સોપારી સોટા, લીંબુ જંબુ ॥ લો હ૦ ॥ તે દીઠાં, સીતા રામ સદા ફલ મીઠાં ॥ ફોગ અશોગ બિલીને રાયણું, વિગતો૦ ॥ મોરચા૦ ॥ ૧૧૬ ॥

કદલી ફલ શ્રીફલ બીજોરાં, ફણસ પેર અંજીર ॥ મધુર સ્વરેં પંખી વિચ રાજે, કોકીલને વલી કીર ॥ કોકી૦॥ તે રૂડા, મયૂર નીલચાસને સૂડા ॥ શોહે દાડિમદ્રાખ ખજૂરાં, કદલી૦ ॥ ફણસ૦॥ ૧૧૭॥ કણિયર કેતકી ને વલી રૂડી, બોલસિરી બે કાર॥ કેવડો આ કુસુમાકર ઋતુમાં, ફૂલ્યાં કુસુમ અપાર ॥ ફૂલ્યાં૦ ॥ અણુદચા ॥ જેમ હરિરંગી બહુ ઉદ્યા ॥ ચમર બંધ ચાંપો કેશુડી, કણિયર૦॥ બોલસિરિ૦ ॥ ૧૧૮॥ લાલરંગ ગુલાલા ફરસી, તવતે બંદી જોડ ॥ શોશ નારંગીના ફરમાતે, મીસલવાર છે છોડ ॥ મીસ૦॥ તે સારા, ગોટા દાઉદીગ્રિના ક્યારા ॥ બેહેકે ઘણી ગુલાબની સરસી, લાલ૦ ॥ તખ૦॥ ૧૧૯॥ ઉજ્જવલનિ માલી સાહેલી, જાઇ જૂઇ સુહેલ॥ સોન જાઇ પીલી ચંબેલી, નવલી નાગર વેલ॥ નવલી૦ ॥ તે નીલી, નવ પાંખડીયેં ડોલર ખીલી॥ વાસ સુવાસ રહી છે ફેલી, ઉજ્જવ લની૦॥ જાઇ૦॥ ૧૨૦॥ એહવે વસંત રમવાને બાગેં, પાંચમ કરી નિરધાર॥ રાજકુમર નેમીશ્વર સાથેં, જાવું લઇ પરિવાર॥ જાવું૦॥ થી જેહવે, ખબ્બર થઈ રાણીઓને તેહવે॥ તેડી સજની સાથ સોહાગેં, એહવે૦ ॥ પાંચમ૦ ॥ ૧૨૧ ॥ આનંદે અલબેલી રામા, ઉઠો અંગ ઉચ્છાહ ॥ ચારે કોરથી ચતુરા ચાલી, ચટ પટ અતિ ચિત્ત ચાહ ॥ ચટ૦॥ શું રાણી, શોહે સોહાગણીયો સપરાણી॥ નખ શિખ શણગારી સહુ શ્યામા,

આનંદ૦ ।। ઉઠી૦ ।। ૧૨૨ ।। સરલ ચોટલાને અંબોડા, વાંકી વેણી વ્યાલ ।। શીશ ફૂલ લઈ બેઠો જાણે, મુખ મણી અવિશપચાલ ।। મુખ૦ ।। તે માથે, લટકે લરી નાગણી ગણ સાથે ।। વસન વોઢા મુગ્ધા પ્રૌઢા, સરલ૦ ।। વાંકી૦ ।। ૧૨૩ ।। તેલે તરલ અતર સુગંધે, ગુંથી નાના ભાંત ।। સેંથે સીંદૂરે સારી તે, અરૂણ રૂચિ સુવિખ્યાત ।। અરૂ૦ ।। તે જાલી, ગોફણીયો રહી ઘુઘરીઆલી ।। ભમરીદાર ચરમરીગતી સંધે, તેલ૦ ।। ગુંથી૦ ।। ૧૨૪ ।। કલા ચોશઠ ચોથાઇ રાજે, પૂરણ મુખ મયંક ।। ભાલ ભલાં ભામનીયો કેરાં, જોતાં તે નિકલંક ।। જોતાં૦ ।। થી દીશે, સુભગ સમારીયાં જોઇ અરીશે ।। પીલીયા કુંકુમ કેશર તાજે, કલા૦ ।। પૂરણ૦ ।। ૧૨૫ ।। તેહમાંહે છે આડ હરિરંગી, રાતી જરદ પ્રકાર ।। કોઈ કપાલે ચાંદલા કીધા, બિંદી ઝીણી હાર ।। બિંદી૦ ।। તે કીધી, રત્ન જડિત અમુલિક લીધી ।। કઇક જડેલ કુંદનને સંગી, તેહ૦ ।। રાતી૦ ।। ૧૨૬ ।। ભ્રૂકુટી ભમર કમાન તે કર્ષિ, કેમ વખાણી જાય ।। દેશ દેશ પ્રવેશ કરી જોઇ, તોપણ મન વિસમાય ।। તોપણ૦ ।। તે માહારૂં, કીયા દેશની ચિત્તમાં ધારૂં ।। જોતાં સરગની અપ્સરા સરખી, ભ્રૂકુટી૦ ।। કેમ૦ ।। ૧૨૭ ।। ચપલ નયન ગતિ મીનના સરખાં, કમલ તણે આકાર ।। ત્રિગુણી રેખ બિરાજે તેહમાં, કીકી તેજ અંબાર ।। કીકી૦ ।। સલૂણી, અંજન રચિત કટાક્ષભર જોણી, જોતાં સુર નૃત્ય

કરે હરખ્યા, ચપલ૦ ાા કમલ૦ ાા ૧૨૮ ાા કાને કુંડલ ઝાલ જુમાલી, જૂમખાં જગ મગ જ્યોત ાા કામિની કોઇકને કાને અકોટા, ભૂષણ ઘણાં ઉદ્યોત ાા ભૂષ૦ ાા તે ઝલકે, કુંદન કામમાં ચુનીયો ચલકે ાા લર લલકે મુગતા શોભાલી, કાને૦ ાા જૂમખાં૦ ાા ૧૨૯ ાા નાકે નકવેશર શોભંતા, કુંદન મુગતા સંગ ાા મોર કમાન વિચેંજ અમુલિક, નવગ્રહનાં નવ નંગ ાા નવ૦ ાા રંગાલાં, તે રૂપ ભૂપનાં છે રખવાલાં ાા ચૌદ ભુવન ચમકે લોભંતા, નાકે૦ ાા કુંદન૦ ાા ૧૩૦ ાા અરૂણ અધર ઓપે પરવાલી, તેહથી અધિક રતાશ ાા દંતકલી છે દાડીમ નીકે, બત્રીશ લક્ષણ નિવાસ ાા બત્રીશ૦ ાા વસંતા ાા દંત રેખ ચલકેજ હસંતાં ાા મરકલડે મુસકે હેજાલી, અરૂણ૦ ાા તેહથી૦ ાા ૧૩૧ ાા ગોલ કપોલ ગલ સ્થલ ગોરે, તિલ છબી શી કહું વાણ ાા તેમ ત્રાજવું હોઠજ હેઠે, તે જગ મોહન જાણ ાા તે જગ૦ ાા તે નીલું, ચિબુક માર વિચ હોઠ હઠીલું ાા જોતાં રસિક તણું મન ચોરે ાા ગોલ૦ ાા તિલ૦ ાા ૧૩૨ ાા ક્રોડ ક્રોડ એ ઉપ ાા લાયક, કામિની કેરી કોટ ાા મણિમાણિક મોઘા મહીવાસી, ગ્રહી બેઠા છે હોઠ ાા ગ્રહી૦ ાા તે હટકી, હેમ ઘાટ ઘડી આવ્યા શટકી ાા એ રતિ રૂપ તણાં છે પાયક, ક્રોડ૦ ાા કામિ૦ ાા ૧૩૩ ાા ભુજ ગજદંત ચમકતા ચૂડા, તપત કનક તેજાલ ાા સરલૈયા પોંચી કાંકણીએ, શોહે ઝીક જમાલ ાા શોહે૦ ાા તે વલીએં, છલ્લા છાપ વીંટી આંગ-

લીયેં ।। પીન પયોધર કંચુઆ છુડા, ભુજ૦ ।। ત૫૦ ।। ૧૩૪ ।। કટિમેખલ ચીણાલા ચણીઆ, ઓઢણુ ચીર પટોલ ।। ચુનડીયો રંગેં ચટકાલી, છાઅલને ઘડ ચોલ ।। છાઅ૦ ।। નીફાલી, શાલુને પાનેતર વાલી ।। પાયલ જણકારા રણજાણીઆ. કટિ૦ ।। ઓઢણુ૦ ।। ૧૩૫ ।। જેર જાંજરી લંગર તોડા, કાંબી કદ્લાં થોક ।। આણુવટ મુદ્રડી ઉપર શોહે, ઘુઘરીયુના ચોક ।। ઘુઘ૦ ।। તે વાજે, શોલ શણગાર ભલીપરેં રાજે ।। થઈ માનનીયો મન મથના વોડા, જેર૦ ।। કાંબી૦ ।। ૧૩૬ ।। સાજ સમાજ તેડાવી મંડી, માનનીયો મોડા મોડ ।। પુરવાસી પટરાણી સઘલી, બેઠી જોડા જોડ ।। બેઠી૦ ।। દબાવી, વલી તે નેમની વાત જણાવી ।। રમવું લાજ દેવરની છંડી, સાજ૦ ।। માન૦ ।। ૧૩૭ ।। હવે જદવ ધૂમ મચાવતા ચંગેં, આવ્યા બાગ મોઝાર ।। ઘેર મલી પ્રદ્યુમ્નનીને, બીજી નેમ કુમાર ।। બીજી૦ ।। ની સાથેં, ઉડે ગુલાલની જોલીઓ માથે ।। ભરી પિચરકી છાંટતા રંગેં. હવે૦ ।। આવ્યા૦ ।। ૧૩૮ ।। તિહાં સહુને શાન કરી સમજાવે, દાસીયો જઈ તે માંહ ।। નેમકુમર સાથે રમવાને, રાણીઓં આવે ત્યાંહ ।। રાણીઓં૦ ।। જે ટાણે, તમે ખસજો સહુ તે પરમાણે ।। કારણ છે કોઇ ખેલતો દાવે, તિહાં૦ ।। દાસી૦ ।। ૧૩૯ ।। તિહાં આવિયા જૂથ પટરાણી કેરાં, ચારે દિશાથી ચૂપ ।। રૂકમિણીને સત્યભામા આદેં, આઠ તેમ અનૂપ ।। આઠ૦ ।। તે સાથેં, ચાર સહસ

એક એક સંઘાતેં ॥ મલિયા સંગેં લોક અનેરાં, તિહાં આવ્યા૦ ॥ ચારે૦ ॥ ૧૪૦ ॥ દશે દિશાથી દિગપાલોની, દેવી જોવા કાજ ॥ આવી અનેક મલી તે માંહેં, પારવતી શિર તાજ ॥ પાર૦ ॥ ભવાની, ઈંદ્રાણી પણ આવે છાની ॥ બેહેકે સુગંધ ફુલ માલોની, દશે૦ ॥ દેવી૦ ॥ ૧૪૧ ॥ શ્રવણ સુણી રામત અતિ રંગેં, શ્રીધર શંકર શેષ ॥ શક્ર સુરાસુરને અજ આવે, જોવા જૂજૂવે વેશ ॥ જોવા૦ ॥ થી હરખે, સૂરજ ચંદ્ર ચકિત થઇ નિરખે ॥ ગણપતિ અને પવન સુત સંગં, શ્રવણ૦ ॥ શ્રીધર૦ ॥ ૧૪૨ ॥ એક વસંત અને વલી રાજે, બીજી બાનિક બાગ ॥ ત્રીજું રમણીરૂપ સુરંગેં, ચોથો અંગ સોહાગ ॥ ચોથો૦ ॥ તે માંહેં, પાંચમો ખેલ રસીક ઊચ્છાહેં ॥ એ પાંચે કામ સૈન્ય લઈ સાજે, એક૦ ॥ બીજી૦ ॥ ૧૪૩ ॥ સામા સામી રહીને સાહેલી, સરખા સરખી સંગ ॥ જલએકું બલીયાવિચ સોહે, ઘોલી કેસર રંગ ॥ ઘોલી૦ ॥ તે વરણી, ચપલ ગતેં ફરતી મન હરણી ॥ માચે ધૂમ ગુલાલની પેહેલી, સામા૦ ॥ સરખા૦ ॥ ૧૪૪ ॥ ફિરતી પિચકારી રહી વરસી, કુમર કરે વિચાર ॥ આપણે હવે સરકીને કોરે, નીકલવું નિરધાર ॥ નિકલ૦ ॥ તે આમાં, જૂથ ભેલ પાડી તે વામાં ॥ રોકી નેમની ઘેર આકર્ષી, ફિરતી૦ ॥ કુમર૦ ॥ ૧૪૫ ॥ મધુરી મહુઅર વિણા વાગે, ઢોલક તાલ મૃદંગ ॥ ડફ જાલર જણકે છે જાજી, ચરણે વાજા ચંગ ॥

ચરણે૦ ॥ ચોફેરી, શૂર શરણાઈ સોર નફેરી ॥ ભણણણ ભેરી ભુંગલાં આગેં, મધુરી૦ ॥ ઢોલ૦ ॥ ૧૪૬ ॥ શ્રીમંડલ સારંગી વાજે, દોકડને કડતાલ ॥ ખંજરી ખંજન નયણીને કર, ઘોર અવાજ રસાલ ॥ ઘોર૦ ॥ થી રણકે, સતારને તંબૂરા ઝણકે ॥ વિધ વિધ વાજે અંબર ગાજે ॥ શ્રીમંડલ૦ ॥ દોકડ૦ ॥ ૧૪૭ ॥ તેલેનેં તંબોલેં ભીની, તરૂણી ટોલા ટોલ ॥ લાજની પાજ લોપીને મુખથી, ગાયે ફાગુણ ગોલ ॥ ગાયે૦ ॥ ધુમારી, થોકેથોક રહીને નારી ॥ કરતી આલી નેમીસરની, તેલેને૦ ॥ તરૂણી૦ ॥ ૧૪૮ ॥ લાલ ગુલાલના થાલ ભરીને, આવે સજની સાથ ॥ પાનેં ને પુખરાજેં જડીઅલ, પિચકારી ગ્રહી હાથ ॥ પિચ૦ ॥ રઢીઆલી, પોહોંચે પોહોંચી જોરજવાલી ॥ છાંટે છલશું દોટ કરીને, લાલણા આવે૦ ॥ ૧૪૯ ॥ પાય ઠમકલે ઘુઘરી બોલે, તેમ તાત્યુંનો નાદ ॥ કટિમેખલ ખલકે માદલીયાં, તે લઇ રહેતા વાદ ॥ તે લઇ૦ ॥ હાલંતા, રંગરોલ જુકમાં માલંતા ॥ ચમકે ચૂડ વીજલી તોલે, પાય૦ ॥ તેમ૦ ॥ ૧૫૦ ॥ રહ્યો વસંત પાવસ પર જુંબી, અવની ઉપર છાય ॥ ચડી ગલાલ ઘટા અંબરથી, દિનમણિ છબી ન કલાય ॥ દિન૦ ॥ તે બેહું, પિચરકીયો વરસે જડી મેહું ॥ રહી વાદલીઊં ઘેરજ લુંબી, રહ્યો૦ ॥ અવની૦ ॥ ૧૫૧ ॥ ઘેર કુમર સામી દોડીને, ચાલી ચપલ અનેક ॥ નેમકુમરની ઘેર મચકોડી, દેઇ દેઇ પગ ઠેક ॥ દેઇ૦ ॥ દબાવે, ઘુમરઘેર

મચીયોજ બનાવે ।। રહ્યા કુમર સહુ કર જોડીને, ઘેર૦ ।। ચાલી૦ ।। ૧૫૨ ।। રૂકમિણી કહેજો નેમ વરવ્યાની, હા પાડ સહુ માંહે ।। તો અમે મેહેલું કેડ તમારો, નહીંતો મેલું ન કિહાંહે ।। નહીં૦ ।। લહ્યાનો, સમજો વરશો તો રંગ રહ્યાનો ।। કુમરે માની વાત કરવ્યાની, રૂકિમણી૦ ।। હા૦ ।। ૧૫૩ ।। રાણીઉં કુમર મલી એક થઇને, નેમીસર એક પાસ ।। પ્રણીપત કરી સહુ કહે વલતું, પૂરો અમારી આશા ।। પૂરો૦ ।। સોહાગી, તિહાં મુસકયા નેમ રેહી અનુરાગી ।। માન્યું માન્યું તિહાં સહુ કહે વહીને, રાણી૦ ।। નેમી૦ ।। ૧૫૪ ।। વાડીમાંથી વેગેં આવી, દાસી કહે મહારાજ ।। મહારાણીયેં નેમકુમરને, વિવાહ મનાવ્યો આજ ।। વિવાહ૦ ।। અભિલાખેં, રાણીયો મલી કુમરની સાખેં ।। લીએ મોજ હરિને સમજાવી, વાડી૦ ।। દાસી૦ ।। ૧૫૫ ।। રાણીયો વલી સરવે મલપંતી, આવીને નિજગેહ ।। નાહી વસ્ત્ર નવાં પહેરીને, કહેતી હરિને નેહ ।। કહેતી૦ ।। થી રાણી, હવે દેવર પરણાવો દેરાણી ।। મુસકી વાત કરે હરખંતી, રાણી૦ ।। આવી૦ ।। ૧૫૬ ।। હસીને હરિયેં ઉત્તર દીધો, એ બોલ કરયો તુમ સાથ ।। તો વેશવાલ તણી ત્રેવડનું, કામ તમારે હાથ ।। કામ૦ ।। થી હોયે, અમને શું પૂછો સહુ કોયે ।। કરજો જેમ વધે જશ કીધો, હસી૦ ।। એ૦ ।। ૧૫૭ ।। સાંભલીને મનમાંહે વિમાસી, રાણીયો રહી છે જિહાંહિં ।। તિહાં રૂકમિણી બોલ્યા નિરધારી

રાજુલ કુમરી માંહિં ॥ રાજુલ૦ ॥ રૂપાલી, લક્ષણ ગુણવંતી હેજાલી ॥ રંભા એહના રૂપની દાસી, સાંભલી૦ ॥ રાણી૦ ॥ ૧૫૮ ॥ મંત્રી પાસેં માગું કહાવ્યું, કમલાયેં સુવિચાર ॥ ઉગ્રસેન અને ધારણીયેં, માન્યું ધરતે પ્યાર ॥ માન્યું૦ ॥ થી પરખું, જે નામેંથી રાજુલ મન હરખ્યું ॥ નેમ નામનું શ્રીફલ આપ્યું, મંત્રી૦ ॥ કમ૦ ॥ ૧૫૯ ॥ રૂકમિણી ઘણું વખાણે વહુને, શિવા ધરે ઉલ્લાસ ॥ વિજય કહે સુત તો વરવાને, મનથી રહે ઉદાસ ॥ મન૦ ॥ તેવારેં, નેમકુમર વલતું કહે ત્યારેં ॥ વરવું કેમ ગમે છે સહુને, રૂકમિ૦ ॥ શિવા૦ ॥ ૧૬૦ ॥ વિજય કહે વરવું જો ભાસ્યું, કુમર તણું મન એમ ॥ તો વિવાહ મેલ્યાનું ફલ, લઇને કરશો કેમ ॥ લઇ૦ ॥ એ વાતે, માનો કેણ હ્યકા સોના તે ॥ આ લાજેં અમેં સૌરીપુર જાશું, વિજય૦ ॥ કુમર૦ ॥ ૧૬૧ ॥ સમુદ્ર વિજય તો એમ કહીને, તતક્ષણ હુઆ તઇયાર ॥ કૃષ્ણેં ઘણું સમજાવ્યા તોપણ, ચાલ્યા કરી જુહાર ॥ ચાલ્યા૦ ॥ જેટાણે, શિવા દેવીને મરડી પ્રાણે ॥ રાખ્યાં છે શ્રી કૃષ્ણે રહીને, સમુદ્ર૦ ॥ તતક્ષ૦ ॥ ૧૬૨ ॥ હવે નેમ રહ્યા છે દ્વારાપુરીયેં, શિવા દેવીની પાસ ॥ કેશવ પ્રેમ ધરીને ખિજમત, કરતે થયા ચૌમાસ ॥ કરતે૦ ॥ ફરીતે, કૃષ્ણેં વાત પ્રકાશી પ્રીતેં ॥ હવે ત્યાં પિતા મનામણું કરીયેં, હવે૦ ॥ શિવા૦ ॥ ૧૬૩ ॥ નેમ કહે મુજથી ન મનાયે, માને તમારૂં વયણ ॥

કૃષ્ણ કહે પ્રથમ કિહાં માન્યું, ભાઇ અમારૂં કેણ ।। ભાઇ૦ ।। જો ધારો, તો જઈ કહીયેં મન વિચારો ।। તાણી હવે કોઇને ન કેહેવાયે, નેમ૦ ।। માને૦ ।। ૧૬૪ ।। એમ કહી વલતું કરૂણાયેં, ચિંતવતાં જિનરાય ।। જોતાં માતા પિતા દુહવાયે, ભાઈ પણ મન માંય ।। ભાઇ૦ ।। કરાજી, સગા સયણની રહે છે લાજી ।। વલગા મોહ તણી મૂર્છાયેં, એમ૦ ।। ચિંત૦ ।। ૧૬૫ ।। ચિંતે નેમ રહી મન માંહેં, અહો એહનું અજ્ઞાન ।। માહારૂં જાણપણું પણ એહોને, સંગથકી અપ્રમાણ ।। સંગથકી૦ ।। ત્રેવડતા, એતો ભવોદધિ માંહેં પડતા, પાડે બાંધી સ્નેહ શિલાયેં, ચિંતે૦ ।। અહો૦ ।। ૧૬૬ ।। એહવે સહુ ગ્રીષમ રૂતુ માંહેં, આવે બાગ મઝાર ।। ચેખ ચાજલને હોજ ફૂવારા, છૂટંતાં એક ધાર ।। છૂટં૦ ।। થી ફરતા, તિહાં વલી જલ ક્રીડા કરતા, રમતા રૂકિમણી બોલીયા તિહાંયેં, એહવે૦ ।। આવે૦ ।। ૧૬૭ ।। અમેં તો દેર સગાઈ કીધી, હવે પરણાવો રાજ ।। સાચે કૃષ્ણ ઊદાસ થઇને, કેમ સરશે એ કાજ ।। કેમ૦ ।। ઊચ્છાહેં. પ્રણમી નેમ રહીને ચરણ સાહેં ।। ત્યારેં સ્વામીયેં અનુમતિ દીધી, અમેં તો૦ ।। હવે૦ ।। ૧૬૮ ।। હરખ્યા કૃષ્ણ તઇયેં મનમાંહે, તેમ હરખ્યો પરિવાર ।। ત્યારેં કૃષ્ણ અને નેમીશ્વર, સૌરીપુર ધરી પ્યાર ।। સૌરી૦ ।। થી આવ્યા, મલીને વિજય પ્રત્યેં સમજાવ્યા ।। વરશે નેમ રાજુલ વિવાહેં, હરખ્યા૦ ।। તેમ૦ ।। ૧૬૯ ।। વલતું

સમુદ્રવિજય એમ બોલે, કૃષ્ણ સુણો મહારાય ॥ માને કેણુ અને જો પરણે, તે સહુ તુમ પસાય ॥ તે સહુ૦ ॥ વિશેષે, સઘલું કાર્ય કરચું મુજ લેખેં ॥ છે ઉપગાર મેરૂને તોલે, વલતું૦ ॥ કૃષ્ણ૦ ॥ ૧૭૦ ॥ લગન દિવસ જોવાને તેહવે, વિજય કરે પરિયાણ ॥ જો વિવાહ હમણાં થઈ આવે, તો સહી રહે પરિમાણ તો સહી૦ ॥ તે જાણી, તેડીયા જોશી જાણ પુરાણી ॥ પૂછે, પંડિતને રહી જેહવે, લગન૦ ॥ વિજય૦ ॥ ૧૭૧ ॥ ત્યારે જોશી રહી પ્રકારોં, પાવસમાં કેમ થાય ॥ રાય કહે ગાંધર્વ વિવાહ, કરવો શીઘ્ર ઊપાય ॥ કરવો૦ ॥ તિવારેં, જોશી શુભ-તિથિ જોઈ ઊચ્ચારે ॥ શ્રાવણ શુદિ છઠ મંગલ ભાસે, ત્યારેં૦ ॥ પાવસ૦ ॥ ૧૭૨ ॥ વિજય પ્રત્યેં વિનવતા ત્યારેં, કૃષ્ણ રહી તણી વાર ॥ નેમ તણો આ વિવાહ માહારે, કરવો છે ધરી પ્યાર ॥ કરવો૦ ॥ થી હાથ, મેં બોલ કરયો છે રાણીયો સાથેં ॥ મેલવિયો વિવાહ રાણીયેં જયારેં, વિજય૦ ॥ કૃષ્ણ૦ ॥ ૧૭૩ ॥ વિજય કહે સહુ રાજપસાયેં, કરવું છે સહી કાજ ॥ પણ હવે ઊગ્રસે-નને તેહની, ખબર કરો મહારાજ ॥ ખબર૦ ॥ જો વિગતેં, તો સહુ વાત થઈ આવે જુગતેં, કરવું સઘલું દાયે ઊપાયેં, વિજય૦ ॥ કરવું૦ ॥ ૧૭૪ ॥ હરિયેં હુકમ તેડાવી કીધો, પુરોહિત જાણા તણી વાર ॥ લેખ લઈ અસવાર થઇને, ચાલીઓ થઇ હુશીઆર ॥ ચાલી૦ ॥ સમોતો, પુરોહિત જઈ ધારાપુરી પોહોતો ॥ કાગલ

ઊગ્રસેનને દીધો, હરિયેં૦ ।। પુરોહિત૦ ।। ૧૭૫ ।। કાગલ વાંચી રાય વિમાસે, લગન તણું પરિયાણ ।। પાવસમાં વિવાહ આદરતાં, કરતાં પડશે તાણ ।। કરતાં૦ ।। પણ કરવું, કૃષ્ણ તણે વચને અનુસરવું ।। પુરોહિતને રહી એમ પ્રકાસે, કાગલ૦ ।। લગન૦ ।। ૧૭૬ ।। જોઈ લગન લઈને મેલ્યો, વાડવ વેહેલો જોર ।। કાગલ લખી કૃષ્ણને બીડચો, કંકોતરી છટ કોર ।। કંકો૦ ।। તે મેહેલી, જાન લાવજો જુગતેં વહેલી ।। ઠામુકો ઠાકર પર ઠેલ્યો, જોઈ૦ ।। વાડવ૦ ।। ૧૭૭ ।। આવ્યો પત્રને ઓચ્છવ માંડ્યો, હરિયેં હરખ અપાર ।। કુટુંબ કસોઈને સતોષ્યાં, સંતોષ્યો પરિવાર ।। સંતો૦ ।। તે પ્રીતેં, દ્રવ્ય આપ્યું સહુને વલી રીતેં ।। માંહોમાંહેં રોષ તે છાંડ્યો, આવ્યો૦ ।। હરિયેં૦ ।। ૧૭૮ ।। મલિયા તુરત નગરના વાસી, દ્વિજ દેશાંતર દેશ ।। અલવે આવ્યા સજજ થઈ સઘલા, ભાવેં ચોંપ નરેશ ।। ભાવેં૦ ।। ભૂજબલા, સ્ત્રી રથ પાછલ ચોકી પાલા ।। લઈ દાસ અને વલી દાસી, મલિયા૦ ।। દ્વિજ૦ ।। ૧૭૯ ।। સગાં કુટુંબ સજજનને તેડી, મલિયાં પ્રિય વિશેષ ।। જાન જમણ દેઈ પરવરિયા, લાગી વાર ન એષ ।। લાગી૦ ।। તે જાણી, પુરૂષ પલાણને તેજી તાણી ।। સજની બેસાડી રથ ખેડી, સગાં૦ ।। મલિયા૦ ।। ૧૮૦ ।। પહેલું મુકામ કરી પાદરમાં, ભેલા થઈ ભગવંત ।। આટો દેઈ નગરીથી અલગા, ચાલંતે શોભંત ।। ચાલંતે૦ ।। સવારી, મિસલ બંધ તે

ન્યારી ન્યારી ॥ એક એકશું રહી આદરમાં ॥ પહેલું૦ ॥ ભેલા૦ ॥ ૧૮૧ ॥ ભલી ભલકેં નોબત ગરજી, હરજી હુકમ પ્રમાણ ॥ તત્પર થઈ તૈયારી કીધી, સહુ ઉગમતે ભાણ ॥ સહુ૦ ॥ દિવાજે, વિધ વિધ વાહનની ઉપર રાજે ॥ બીની વાલે માગી મરજી ॥ ભલી૦ ॥ હરજી૦ ॥ ૧૮૨ ॥ અતિ ચિત્ત ચોપ હરોલી ચાલે, જાદવ કેરૂં જૂથ ॥ દીનદયાલના દેશમાં ક્યાંહીં, નહીં દારિદ્રને દુઃખ ॥ નહીં૦ ॥ ના દીસે, જોઇને મનમાંહે સહુ હીંસે ॥ સૈન્ય જોઇને શત્રુ મસાલે, અતિ૦ ॥ જાદવ૦ ॥ ૧૮૩ ॥ રાતા પીલાને પંચરંગી, નેજા તેજ નીશાણ ॥ ચપલગતેં અશ્વ ઉપર ચડિયા, ચેતલ ચતુર સુજાણ ॥ ચેત૦ ॥ છોગાલા, સુભટ શિરોમણિ સોગીપાલા ॥ અવલ જાંગરા આપ અભંગી, રાતા૦ ॥ નેજા૦ ॥ ૧૮૪ ॥ ઘણઘોર નગારાં વાજે, મહીયલ ગાજે મેહ ॥ રત્નજડિત સોનાને આસે, છડીદાર શુભ દેહ ॥ છડી૦ ॥ તે બોલે, મગન થયા મેહ મોરને તોલે ॥ સુતરી મચગલ નોબત છાજે, ઘણ૦ ॥ મહી૦ ॥ ૧૮૫ ॥ ગુણીજન ગીત પવાડા ગાયે, દાદૂર પર આનંદ ॥ પામે મોજ પસારી પૂરણ, ચૂરણ હોય દુઃખદંદ ॥ ચૂરણ૦ ॥ તે સઘલા, પામે પાટ પીતાંબર પ્રગલાં ॥ અંગ ઊમંગ હૈયે વરતાયે, ગુણી૦ ॥ દાદૂર૦ ॥ ૧૮૬ ॥ ભેર ભૂંગલાને શરણાઇ, છત્રીશ વાજીંત્ર ॥ સાંભલતાં શત્રુ મન કંપે, મહા મંગલ મન મિત્ર ॥

મહા૦ ॥ તે પૂરા, રંગ ચઢે રોમાવલી શૂરા ॥ કરણાટકી રહ્યા કિલકાઇ, બેર૦ પોઢ્યા૦ ॥ ૧૮૭ ॥ કેઇક છત્રપતિ છોગાલા, પોઢ્યા પાલખી માંહેં ॥ રૂપ સરૂપ અમૂલક ભૂષણ, જીભેં ગણ્યા ન જાય ॥ જીભેં૦ ॥ જડાવી, અંબર પહેરયાં છે મન ભાવી ॥ લોચન લાલને ભાલ વિશાલા, કેઇક૦ ॥ પોઢ્યા૦ ॥ ૧૮૮ ॥ પીલે રંગેં પાલખી એહવી, તબકદાર તૈયાર ॥ તરેહવાર તકે ફરસી તકીયા, તાજા તેહના કાર ॥ તાજા૦ ॥ બલવંતા, જે ધરીએં જોજન પંથ ચાલંતા ॥ ન્હાને ફેરે નાલખી તેહવી, પીલે૦ ॥ તબક૦ ॥ ૧૮૯ ॥ ઝલહલ કલશાને કનક નકૂચા, છત છાહિ ચોહાસ ॥ ફુમકડાં ફરહરતાં સારાં, વાંકે વલિઆંવાંસ ॥ વાંકે૦ ॥ તે જાણે, તાણે બેઠા બેસ કમાણે ॥ તોરે ત્રણ વલ્લ રહે ઊંચા, જલ૦ ॥ છત૦ ॥ ૧૯૦ ॥ બેરખ બોહોલી છેહરિ રંગી, પાયક દલ ઉછરગ ॥ ચમકાવી મોજાને ચાલે, ચતુર સુગે સુગ ચંગ ॥ ચતુર૦ ॥ ચૌપાસા, વાજે ઢોલ તુરીને ત્રાસાં ॥ મરફા ડોઢો ડાંડી સંગી, બેરખ૦ ॥ પાયક૦ ॥ ૧૯૧ ॥ તોપખાનું તજવીજશું જંગી, દારૂ ગોલી સાથ ॥ ગોલાનાલી ભરત ધડતરના, ગડીત દરોગા હાથ ॥ ગડીત૦ ॥ તે બહોલા, તોપદાજ પિંડે છે ભેલા ॥ સુરત બાજ શત્રુ ગઢ ભંગી, તોપ૦ ॥ દારૂ૦ ॥ ૧૯૨ ॥ તબરદારને ટોપીવાલા, ઢલત ઢલકે ઢાલ ॥ મહા જોરાવર મોસર ભીના, ભાલાલા રખવાલ ॥

ભાલા૦ ।। તે ચોપી, હુકુમેં ઉભે છે પગ રોપી ।। બાણદાજ તે બીજા પાલા, તબર૦ ।। હલેત૦ ।। ૧૯૩ ।। રથ રેવત વેહેલુંને ગાડી, મખમલ માફાબંધ ।। બેશ બલદને જુલ બનાતી, શીં-ગડે સોને સંગ ।। શીંગ૦ ।। તે જડીઊં, ઘુઘરમાલ ગલામાં પડીઊં ।। સારથી હાથ રેશમની નાડી, રથ૦ ।। મખમલ૦ ।। ૧૯૪ ।। ઘૂમટ ઘટ ગાડીના ગિરદા, ગણતે ગણ્યા ન જાય ।। રથ ઘોડાને હાથી જોડ્યા, જોડે જોડ સોહાય ।। જોડે૦ ।। મદ-માતા, શણગારચા સામાન સોહાતા ।। ચકનદાજ ચકદારી પડદા, ઘૂમટ૦ ।। ગણતે૦ ।। ૧૯૫ ।। સપરિવાર સંઘાતે મહાજન, શેઠ ઝવેરી ઠાર ।। દોસી મોદીને કોઠારી, સારફી તેમ સોનાર ।। સાર૦ ।। ને જડીયા, મેતા પટવાને સુખડીયા ।। રખવાલી કરતા ઘણું રાજન, સપરિ૦ ।। શેઠ૦ ।। ૧૯૬ ।। વડા વડા વાડવ સંઘાતે, પ્રોહિત પાઠક વ્યાસ ।। જોષી જાનીને તરવાડી, વોહોરા દવે હ-રદાસ ।। વોરા૦ ।। પહોંચ્યારૂ, ઠાકર ઓઝાનેં અધ્યારૂ ।। કરતા કર્મ ક્રિયા નિજ ખાંતે, વડા૦ ।। પ્રોહિત૦ ।। ૧૯૭ ।। સોદાગર વણજારા પોઠી, ભરી રસાલા સાર ।। ગાંધી તંબોલીને તેલી, અતર પર્યંત વ્યાપાર ।। અત૦ ।। તે હાથે, કરિયાણાં લઇને સહુ સાથે ।। ગાંધર્વ દેવ પૂજારા ગોઠી, સોદા૦ ।। ભરી૦ ।। ૧૯૮ ।। લંબકોટને ટુંકે કાનેં, ચાલે જોજન શોલ ।। ભારે ભાર ઉપાડી દોડે, આહાર અડદને ગોલ ।। આહા૦ ।। વનરાયે, જે શીતકાલમાં

ઉન્મદ થાય ।। હાલે એક નકેલ નીસાને, લંબ૦ ।। ચાલે૦ ।। ૧૯૯ ।। એહવી ઊંટની કઈક કતારો, હીંડે દલ મેહેલાણ ।। બારકશા ઉપર નાખે છે, ગાંગારતેજ પલાણ ।। ગાંગા૦ ।। પલાણે, બાદરશા બલવંતા તાણે ।। ઘડી વાયે સરવાણ સીનારો, એહવાં૦ ।। હીંડે૦ ।। ૨૦૦ ।। વરણ અઢાર સહુછે જાને, જગમગ તેહની જ્યોત ।। રૂપ કલા નવરંગી અબલા, ઉત્તમ મુખ ઉદ્યોત ।। ઉત્તમ૦ ।। ગાડીમાં, ચમકતા ચુડા સાડીમાં ।। આદર ભાવ ઘણા અતિ આનંદ, વરણ૦ ।। જગ૦ ।। ૨૦૧ ।। બે બાજુયેં ગરદા ઘોડા, બાંની બેલપજોર ।। હાકલ ભેલા હાથ કરીને, હલક હરામી ચોર ।। હલક૦ ।। ને પકડી, જીન બંધ જાડી દે ઝકડી ।। તે પાયક પારખા પગમાં તોડા, બે બાજુ૦ ।। બાની૦ ।। ૨૦૨ ।। ઉદધિ ઓઘ અસવારી આવે, અગણિત અશ્વ અલેખ ।। ભર્મીભાર ન જાણે ભારે, શંકા માને શેષ ।। શંકા૦ ।। તે જોરે, કંપે કાયર દુંદુભિ ઘોરે ।। કોઈક બાણ નીસાણ સોરાવે, ઉદધિ૦ ।। અગ૦ ।। ૨૦૩ ।। જરી નિશાન ગજ ઉપરે ઉડે, ધજા સવાઈ સાજ ।। ઘોડા ઉપર પીત પતાકા, નીલા શ્વેત સમાજ ।। નીલા૦ ।। છે રાતા, નેપથ પર કુમક કહે રાતાં ।। બે બાજુ બેરખ રહી દોડે, જરી૦ ।। ધજા૦ ।। ૨૦૪ ।। કેશરીયા કુમેદને કાલા, કરડા કહી કેકાણ ।। પવન વેગાને પાણી પંથા, પ્લવંગ પંચ કલ્યાણ ।। પ્લવંગ૦ ।। તે થોડા, અબરૂ

ખને અબરખના જોડ ॥ હાંસલા હરણા છે હઠ વાલા, કેશ૦ ॥ કરડા૦ ॥ ૨૦૫ ॥ નાલ જડિત નવરંગા નીલા, સજેલ સાજ નવ બૂંટ ॥ ગરદન ઘૂઘટ કૂકડ કંધા, ઘોડા ઘાટે ઘૂટ ॥ ઘોડા૦ ॥ સઘદા, પોહોલ પાટાને બાવલા બંટા ॥ સાવ સુરંગા સહેજે શીલા, નાલ૦ ॥ સજેલ૦ ॥ ૨૦૬ ॥ ચંચલ ચાલ ચતુરાઇયેં ચાલે, ચોકડે ચોકી ઠેક ॥ પરબતીયે પકડેથી ઉડે, પરખત પાય વિશેષ ॥ પર૦ ॥ તે લટકે, પૂરપટીમાં જરા ન અટકે ॥ ફેરતેં પેટ પાણી નવ હાલે, ચંચલ૦ ॥ ચોકડે૦ ॥ ૨૦૭ ॥ રાજકુમર રંગીલા રૂડા, શાર સરખા અસવાર ॥ નખ શિખ પેહેરેલ પેહેલવાનને, કમર કસેલ તરવાર ॥ કમર૦ ॥ તે લલકે, બિંહુ આયુધ્ધની અણીઉં ઝલકે ॥ કર કમાન કટિ તીરના ઝૂડા, રાજ૦ ॥ સર૦ ॥ ૨૦૮ ॥ હેમ તણાં હૂલરીયાં હેકલ, નુ-કતા નોકુંદાર ॥ ગુડપટાને મોરડા મોહે, જાંજર પગ ઝમકાર ॥ જાંજ૦ ॥ તે જમકે, મુઠીઆ મૂકે મારગેં ઠમકે ॥ જલદ જોરે જડકે કઈ વેહેકલ, હેમ૦ ॥ નુકતા૦ ॥ ૨૦૯ ॥ ઉંચા અવલ અનોપમ હાથી, મદજર મત્ત મયંગ ॥ ઝૂલ જરકસી જાલર બાંધી, ગલે ગણુણે ચંગ ॥ ગલે૦ ॥ ટણકારા, જોજન લગ આવે ઝણકારા ॥ ચાલ ઉતાવલી દોડ ચાલવાથી, ઊંચા૦ ॥ મદ૦ ॥ ૨૧૦ ॥ સરસ સૂંઢ સોહંતા મકના, દંતાલા દસ એશ ॥ અંબાડી હોદ્દા સોનેરી, બેઠા માંહેં નરેશ ॥ બેઠા૦ ॥ દોદારી, ઝલમલ

જ્યોતિ જવાહીર સારી ।। કેઇકને પરદા છે ચકના, સરલ૦ ।। દંતા૦ ।। ૨૧૧ ।। પરાક્રમ પૂર પુરાતન આવત, નેક બખત નર જાણ ।। ભાલેકશ ભૂમિયેં જાલે, બોલે મીઠી વાણ ।। બોલે૦ ।। વિચારી, ખબરદાર ખીજમતના જારી ।। કહેલા ટાણે કામના રાઓત, પરાક્રમ૦ ।। નેક૦ ।। ૨૧૨ ।। આગે અશ્વ ચડી નવલ નવેલા, કનક કડાં કર માંહે ।। નકીબ લાંબે સ્વરે લલકારે, કોયલ કોટિ લજાય ।। કોય૦ ।। તોલંતા, બડે જાવો બાહાદૂર બોલંતા ।। સીરી હલક સુજાણ સવેલા, આગે૦ ।। કનક૦ ।। ૨૧૩ ।। સુગુણ ગુણી સાથે છે માગણ, રાજકુલી કવિ રૂપ ।। જસ જોડે જદુનાથ તણા તે, રીજવે રાઓત ભૂપ ।। રીજવે૦ ।। જે કોઈ, અઢલકદાન આપતા સોઈ, થરકી જોઈ સુખની થાપણ, સુગુણ૦ ।। રાજ૦ ।। ૨૧૪ ।। ઘણ ઘોડા ઘેરી લે ગજને, ઘૂમટ આશાકો પાસ ।। પહેરબંધ પોતાની હેડી, ચાલે ઠાકર દાસ ।। ચાલે૦ ।। રાજનમાં, જોર ઘણું છે જાદવ જનમાં ।। નિરખે મીટ મુકુંદની ધજને, ઘણ૦ ।। ઘૂમ૦ ।। ૨૧૫ ।। સાયબાન ને છતર છાઈ, સૂરજ મુખીઉં સંગ ।। ગાય ચમરને મોર પીછેનાં, મુરછલ જડીયલ નંગ ।। મુર૦ ।। નવભાંતી, ડાંડી સોનાની સરસાંતી ।। રખવાલા ચાલે ચિત્ત ચાહી, સાય૦ ।। સૂર૦ ।। ૨૧૬ ।। ચંડોલીની ચોકી ચાલે, ધારી મનશું ધીર ।। શૂરા સામત ઘોડા દોડે, ગુણગ્રાહક ગંભીર ।। ગુણ૦ ।। નીહાલે,

જે પોઠી પડતરને સંભાલે ।। સુરત સવારી ઉપર ઘાલે, ચંડોલી૦ ।। ધારી૦ ।। ૨૧૭ ।। પોહોર એકનો પંથ કરાવે, પુરૂષોત્તમ પ્રતિપાલ ।। પાયક સુતર સ્વાર દોડાવી, આરોપાવે ઢાલ ।। આરો૦ ।। ને પાલો, મીસલે મીસલ મકાન રસાલો ।। કોટવાલ હદશું ઉતરાવે, પોહોર૦ ।। પુરૂ૦ ।। ૨૧૮ ।। તોલી તનાવ તંબૂને દંડા, દેરા ડુંગર રૂપ ।। દરવાજાને દેવડી દોઢી, અજબ બનાત અનૂપ ।। અજ૦ ।। ના સીવ્યા, કંદોલ લટકે કલદીવા ।। ધ્વજા ફરેરા ઉડતા જંડા, તોલી૦ ।। દેરા૦ ।। ૨૧૯ ।। રંગ મહેલને રાવટી માંહે, સમીયાણા શિરબંધ ।। જંગલમાં બંગલડા વાલે, ગુંથેલ ઘણો સુગંધ ।। ગુંથે૦ ।। તે આવે, રાજા રાજ્ય નીતિને દાવે, અરણ ઉનાલે શીતલ છાહે, રંગ૦ ।। સમી૦ ।। ૨૨૦ ।। જાજમ ગાદી જોર બીછાણાં, જણ જણ નોખા જોય ।। મન ઇચ્છા પરિમાણું તેહને, ડેરામાં તે હોય ।। ડેરા૦ ।। રસ પાણી, જે જોઇયે તે આપે આણી ।। જાણી રહેલ જે ઠામ ઠેકાણાં, જાજમ૦ ।। જણ૦ ।। ૨૨૧ ।। સાંજ સવાર સુખે પોહોંચાડે, ખાન પાન પકવાન્ન ।। સીધાં સામગ્રી મુહ માગી, અન્નપૂરણ અનુમાન ।। અન્ન૦ ।। તે જાજાં, મીઠાઈ મન ગમતાં ખાજાં ।। આદર ભાવ ઘણો દેખાડે, સાંજ૦ ।। ખાન૦ ।। ૨૨૨ ।। ભોર કૂચ મુકામ બપોરે, મોહન મિજલસ શામ ।। દોઢ પોહોર દિન રહે તેડાવે, રામત કેશવ રામ ।। રામ૦ ।। કરાવે, સરવે

જોતાં મન શોહાવે ॥ ખીજમતગાર રહે એક મોરે ॥ ભોર૦ ॥ ૨૨૩ ॥ કુચ મુકામમાં કામ કશારી, મિજલસ મીઠી મોજ ॥ રાગરંગ નર નારીની હદ્દ, ચેલા ચાકર ફોજ ॥ ચેલા૦ ॥ તે ટાણે, સર્વ સર્વને ઠીક ઠેકાણે ॥ ચોકીદાર તલાવે જારી, કૂચ૦ ॥ મિજલ૦ ॥ ૨૨૪ ॥ ઘડીયેં ઘડીયાલાં ચોઘડીયાં, નોબત પોહોરેં પોહોર ॥ ટંકારો તેનો ટણકે પલ, પાંચ પછેને મોર ॥ પાંચ૦ ॥ થી થાલી, ઘડી ઘડી શોધી સંભાલી ॥ સાદ સરલ અતિ ઉત્તમ ચડિયા ॥ ઘડી૦ ॥ નોબત૦ ॥ ૨૨૫ ॥ સમોવડે તાજમતવાજે, મરજાદે મહેમાન ॥ મદરાતા મુખવાસ ભલી વિધ, પાનદાનીથી પાન ॥ પાન૦ ॥ તે આપે, અતર ગુલાબને કેશર છાપે ॥ મહામંડલી મહીપતિ રાજે, સમો૦ ॥ મરજા૦ ॥ ૨૨૬ ॥ ચોપદાર ચિહું દિશાથી બોલે, અદબેં ઉભા વયણ ॥ પૃથિવીનાથ પૂરણ પુરૂષોત્તમ, કરિયેં કરૂણા નયણ ॥ કરિ૦ ॥ કૃપાલા, એમ કહે છે આશા વાલા ॥ મુજરે મોહોટા મહીપતિ ડોલે, ચોપ૦ ॥ અદબે૦ ॥ ૨૨૭ ॥ વારંવાર વાંચેથી રાચે, વંશાવલી વખાણ ॥ બિરૂદ બાપ દાદાનાં જે જે, વેદ મર્યાદ પ્રમાણ ॥ વેદ૦ ॥ નાતીતે, પાલે પૂરણ પ્રેમશું પ્રીતેં ॥ બંદીજન કીરતિ કહી જાચે, વારં૦ ॥ વંશા૦ ॥ ૨૨૮ ॥ માગણ મોજ પસાય કંઈ પામે, હૈયડે હર્ખે ન માય ॥ મનવંછિત ફલ લઇને લાંબે, સ્વર ગણી ગીતો ગાય ॥ સ્વર૦ ॥ સોહાગી, ધન ધન

રાજકુલી અનુરાગી ।। પૂરવનાં દારિદ્ર દુઃખ વામે, માગણ૦ ।। હેયડે૦ ।। ૨૨૯ ।। ગુણ ગંધર્વ નટવાને પાતર, મુખ્ય કલાવત મીર ।। અકલવાન આલાપ ચારીમાં, ઊંચે સ્વર સમ ધીર ।। ઊંચે૦ ।। થી ગાયે, નવે પ્રકાર નાટારંભ થાય ।। ભાંડ ભવાઈયા છે ખુશ ખાતર, ગુણ૦ ।। મુખ્ય૦ ।। ૨૩૦ ।। રાજસભા ટાણેજ રમાડે, રેશીલાં ઘણું રીંચ્છ ।। જાત જાતનાં જાનવરોને, ચોપગાં પર પીછ ।। ચોપ૦ ।। પુંછાલા, કઇક સુંહાલા કઇક ઝૂંછાલા ।। ટહેલાવાની ટેવ ભમાડે, રાજસભા૦ ।। રેશી૦ ।। ૨૩૧ ।। નવલ નવીલા તેજી તાજા, તીંખા તે જંમાર ।। તે ઉપર ઉમરાઓ સરીખા, છે ચાબક અસવાર ।। છે૦ ।। તે ફેરે, અઢી મૂઠ કાવાને ઘેરે, ઘોડા ગાંઠડી બાંધવે પ્રાજા, નવલ૦ ।। તીંખા૦ ।। ૨૩૨ ।। મલ્લ અખાડે માવત હાથી, અગડ કરીને ઓટ ।। પહેલવાન રાઓત બાજે છે, દેઇ દેઈ સામી દોટ ।। દેઈ૦ ।। તે દોડી, દોરી શુંઢી આણે અંકોડી ।। ભલ ભીડાઉ બીહે નહી ઘાથી, મલ્લ૦ ।। અગડ૦ ।। ૨૩૩ ।। જાડા પાડા ગેડીયા ઘેટા, શિંગો સારાં શીશ ।। દોડી ચક્રને દીએ ટક્કર, પચ ડરપે દશ વીશ, પચ૦ ।। ઉજાણે, હઠી હઠી આવે ઠેકાણે ।। કરે તગડી પકડીને છેટા, જાડા૦ ।। શિગો૦ ।। ૨૩૪ ।। બહેરી બાઝને સેર શોકારી, શકરા સીંદહા ગોસ ।। સાથેં રહે સૌ આદિ સંભાલા, કાલા કુલહા પોસ ।। કા૦ ।। તેવાને, સમજાવી રાખે છે શાને

॥ ફૂંકે રાખે દઈ છુછુકારી ॥ બેહરી૦ ॥ શકરા૦ ॥ ૨૩૫ ॥ ચીરણ ચરણ ચંપાવતી ચત્તા, શીખેલ સાધ શીકાર ॥ પંજર માંહે પૂરીઆ એ તો, પડ્યા કરે છે આહાર ॥ પડ્યા૦॥ તે આહારે, કોઇક ટાણે કાઢે છે બાહારે ॥ વલી નામ એનું મૃગજીતા, ચીરણ૦ ॥ શીખેલ૦ ॥ ૨૩૬ ॥ સંધ્યા ટાણે સામટા થઇને, દીવટીઆ દીલદાર ॥ રાતે રોશનીઉ તે કરતા, રંગે રાજદુવાર ॥ રંગે૦ ॥ તે દીસે, ભણે ભાટ ચારણ આશીસે ॥ કરે સલામ સુભટ સહુ જઇને, સંધ્યા૦ ॥ દીવ૦ ॥ ૨૩૭ ॥ મજલે મજલ હમેશે કરતાં, જાદવ સેના મોર ॥ દુવારા પુરી સીમાડે પોહોતા, છેલા છેક બપોર ॥ છેલા૦ ॥ ને ટાણે, આવી ડેરા તંબૂ તાણે ॥ ઘણું હરખે સહુ રંગને ધરતા, મજલે૦ ॥ જાદવ૦ ॥ ૨૩૮ ॥ સહસ સ્વારશું સુભટ શિરોમણિ, સેના કેરો ઇશ ॥ ઉગ્રસેન મૂકે આગલથી, જોવાને જગદીશ ॥ જોવા૦ ॥ ને મલીઓ, ચતુર વિચક્ષણ પંડે બલિયો ॥ જોઈ જાન સલીલ સમોધણ, સહસ૦ ॥ સેના૦ ॥ ૨૩૯ ॥ આવી રાયને વીનતિ કીધી, આપે ઉઠો ઇશ ॥ જાન યુગતિશું લાવ્યા જાદવ, કહે નામીને શીશ ॥ કહે૦ ॥ સજોરી, અગણિત ગય હયવર નર ગોરી ॥ સુણી ઈસારત આખે ચીંધી, આવી૦ ॥ આપે૦ ॥ ૨૪૦ ॥ દલપતિયેં દલામા ઊપર, દેવરાવી છે ચોબ ॥ સ્વર સાંભલતે સજ્જ થઇ આવ્યા, સુભટ સજી સજોબ ॥

સુભ૦ ॥ તે દ્વારેં, ઊભા સઘલા હયવર હારેં ॥ થાલ પડ્યો પોહોંચે નહીં ભૂપર, દલપતિ૦ ॥ દેવા૦ ॥ ૨૪૧ ॥ સૈન્ય સજન પુરવાસી મેલ્યું, નોતરીઆતા જેહ ॥ તેડાવેલ તત્પર થઈ આવ્યા, શણગારી શુભ દેહ ॥ શણ૦ ॥ દવાજે, રથ બેસાડી રાણીયો રાજે ॥ ભુવન ભુવનથી કીધું ભેલું, સૈન્ય૦ ॥ નોત૦ ॥ ૨૪૨ ॥ રાયેં રાગ વાલીને કીધો, આગલ અશ્વ અનૂપ ॥ સકુટુંબ ભેલો ભાવધરીને, સાથેં સઘલા ભૂપ ॥ સાથેં૦ ॥ શોભાલા, હય ગય રથ ને પાલખી પાલા ॥ સુરસલ મોહોરથી ડંકો દીધો, રાયેં૦ ॥ આગલ૦ ॥ ૨૪૩ ॥ એક હજાર આગલથી ચાલ્યા, જરીય નીશાયણ જ્યોત ॥ દલ વાદલ વેહેલુ વાજંતી, તેહની થાયે ન ગોત ॥ તેહ૦ ॥ તે ગણતે, ગુણી ગાયે કેમ ઘણું જસ ભણતે ॥ હલવે હલવે જાય છે હાલ્યા, એક૦ ॥ જરી૦ ॥ ૨૪૪ ॥ દરવાજે જોતાં દરસાણા, દામોદરજી દેવ ॥ સરઘસ ચાલે ચાલે છે આ, સામઈઆની ટેવ ॥ સા૦ ॥ થી ચાલે, મીઠી મોજ મહોદધિ હાલે ॥ હય હાંકે પુરૂષો પુરૂષાણા, દરવા૦ ॥ દામો૦ ॥ ૨૪૫ ॥ પાદર માંહે પ્લવંગ પલોટે, સામા આવી શોઢ ॥ દલ વાદલેં દિશ દીસે નહીં તે, જેમ સાગરના લોઢ ॥ જેમ૦ ॥ ને મોજે, તેમ રૂડી રંગીલી ફોજે ॥ ગજ રથ ઘોડા ગોટમ ગોટે, પાદ૦ ॥ સામા૦ ॥ ૨૪૬ ॥ ત્રાંબાલુ દશે દિશાથી દમકે, ઘોશ દલામાં ગાજ ॥ ઘોડા ગિરદે અંબર છાયો, દીસે

નહીં દિનસજ ।। દીસે૦ ।। સ્વારી, તોપ તુફંગ અવાજ છે જારી ।। ભલાં ભાલાની અણીયો ચમકે, ત્રાંબા૦ ।। ઘોશ૦ ।। ૨૪૭ ।। છેલ છબીલા છંદે છલીયા, માંહો માંહે મહીશ ।। જોડે જોડ ચલાવે ચાતુર, ગુણ લક્ષણ બત્રીશ ।। ગુણ૦ ।। સુવાસી, શ્યામ સેવક શ્યામાને દાસી ।। એમ કરંતે આવી મલીયા, છેલ૦ ।। માંહો૦ ।। ૨૪૮ ।। ઉગ્રસેનને ગરૂડાગામી, બાનીક એહ બનાવ ।। ભલા ભાવશું ભેટ્યા આપો, આપે આદર ભાવ ।। આપે૦ ।। અધિકેરા, છપન્ન કોડ જાદવના ઘેરા ।। કરતા એકને એક સલામી, ઉગ્ર૦ ।। બાનીક૦ ।। ૨૪૯ ।। પાટ તણાં ઠકરાણાં મલિયાં, વહેલે વહેલમાં વહેલ ।। વર રથ જોતે સુરરથ લાજ્યો, તેહને કીધો પહેલ ।। તે૦ ।। તે પાસે, જનનીનો રથ બીજા વાસે ।। તેડી જાન પુર ઊપર વલિયા, પાટ૦ ।। વહેલ૦ ।। ૨૫૦ ।। પાયક દલને આગલ કીધાં, અતિ આદરશું ઈશ ।। મુકુટબંધ મહારાજા જોડે, જિહાં જીવન જગદીશ ।। જિહાં૦ ।। તે જોતે, હારે હીડા સારૂ ગોતે ।। ઘોડા ગિરદે ઘેરી લીધા, પાયક૦ ।। અતિ૦ ।। ૨૫૧ ।। દિવસ પોહોર પ્રમાણે ચડિયો, કીધો નગર પ્રવેશ ।। નગરી નૌતન સહુ શણગારી, પોલે પોલ નરેશ ।। પોલે૦ ।। તે સરખા, જોતાં જુગતે હરિ કહે હરખ્યા ।। નહી કોઇ ઉગ્રસેનનો વડીયો, દિવ૦ ।। કીધો૦ ।। ૨૫૨ ।। મંડપ વિશ્વ કર્માયે ઘડીયો, ઇંદ્ર વિમાન સમાન ।। થંભા રત્ન જડિત પુત-

લીયેં, ચૂની જડિત કમાન ॥ ચૂની૦ ॥ કોરણીયેં, જરમર ઘેર ઉલોચ તોરણીયેં ॥ ખચિત રચિત દર્પણથી જડીઓ, મંડપ૦ ॥ ઇંદ્ર૦ ॥ ૨૫૩ ॥ ગોંખ ચોક ચિત્રિત ચોબારી, કુંદન જડિત કમાડ ॥ પોઢી પટમોઈ પટશાલુ, ચાલ બંધ ચોપાડ ॥ ચાલ૦ ॥ સમારી, ગાલિચા તકીઆ સુખદારી ॥ નાનાવિધ નવલા શણગારી, ગોંખ૦ ॥ કુંદન૦ ॥ ૨૫૪ ॥ મન ગમતા આપ્યા ઉતારા, સુખ શય્યાને ઠામ ॥ અન્નાદિક પિરશીને ભૂલા, ભુવન ભલાં નિજ ધામ ॥ ભુવન૦ ॥ વિમાસે, રોશનીઓ જગમગ પ્રકાસે ॥ ઠોર ઠોર ઘડીઉં ઝણકારા, મન૦ ॥ સુખ૦ ॥ ૨૫૫ ॥ રીત ભાંત રાજધાનીની કીધી, જાદવ જાતિની જેહ ॥ પરણ્યા પહેલી જેટલી હોયે, પીંઠી દીધી દેહ ॥ પીંઠી૦ ॥ નવરાવી, પંચગ્રાસ મુખમાં ખવરાવી ॥ સુસુર તણી સામગ્રી લીધી, રીત૦ ॥ જાદવ૦ ॥ ૨૫૬ ॥ બાજોઠ ઉપર કન્યા ઉભી, પહેરી વસ્ત્ર વિશાલ ॥ આભૂષણ અંગેં આરોપ્યાં, અંજન નયણ રસાલ ॥ અંજન૦ ॥ તે કરીયાં, બે પાસેં લઈ દર્પણ ધરીયાં ॥ ગોરીયું ગીત ગાયે ઘણું જુંબી, બાજોઠ૦ ॥ પહેરી૦ ॥ ૨૫૭ ॥ સરવસનો સામાન જે આણ્યો, જુગતેં તેમ સુજાણ ॥ રાજવટીમાં જે છે તેથી, બાજેરૂ પરમાણ ॥ બાજે૦ ॥ તે એહનું, વર્ણન કરે ગજું છે કેહનું ॥ પણ નિજબુદ્ધિ જથાજ વખાણ્યો, સર૦ ॥ જુગતેં૦ ॥ ૨૫૮ ॥ વરરાજા વરઘોડે રાજે, શોહે તેજનો

કોટ ॥ રંભારૂપ અપચ્છરા ન ખમે, સહી નયણની ચોટ ॥ સહી૦ ॥ તે ન સકે, મહીલા ગીત ગાય છે ચસકે ॥ સજ્જન સઘલું સામટું જોડે, વર૦ ॥ શોહે૦ ॥ ૨૫૯ ॥ મુકુટ મોડ કલંગી માથે, શોભા તણો સમૂહ ॥ જાદવ જૂથ પાસેં છે જાજું, સાજીસૈન્ય સમૂહ ॥ સાજી૦ ॥ બાણીજે, જોઇ યદુપતિ આતમ રીજે ॥ હીંડાડે હલધર ગ્રહી હાથેં, મુકુટ૦ ॥ શોભા૦ ॥ ૨૬૦ ॥ જોડ કરીને યુવતી ગાયે, ગણનાયકનાં ગીત ॥ વીંનવતી વારૂ પરે રીતેં, અંબા અપચ્છરાજીત ॥ અંબા૦ ॥ ભવાની, મધુરસ્વરેં વાણી મનમાની ॥ મહામોદ મંગલ વરતાયે, જોડ૦ ॥ ગણ૦ ॥ ૨૬૧ ॥ વલી વલી વિવાહની વાણી, વાહાલી વાહાલી ગાય ॥ અબલા ઊછરંગે આ અવસર, આનંદ અંગ ન માય ॥ આનંદ૦ ॥ તે ટાણે, અંતગેત તીર્થેશ્વર જાણે ॥ શ્યામ સામલિ સંગ સમાણી, વલી૦ ॥ વાહાલી૦ ॥ ૨૬૨ ॥ ધોપ નગારાં વિધ વિધ વાજાં, ગગન ઘોર સંભલાય ॥ નેજા ધ્વજા પતાકા આગલ, ગુડીઊં ગયણ ન માય ॥ ગુડીઊં૦ ॥ લવાજી, છમકે છૂટે આતસ બાજી ॥ બાદર ચરબ મેતાબીઆ જાજા ॥ ધોષ૦ ॥ ગગન૦ ॥ ૨૬૩ ॥ ગોખે ચડી સહીયર સંઘાતે, રાજુલ નિરખે કંત ॥ મનમોહન વર જોઇને હરખે, હઇયે અતિ ઉલસંત ॥ હઇયે૦ ॥ ઉમંગે, ફુરકે નયણ તિહાં દક્ષિણ અંગે ॥ રહી મનથી સોચે એ વાતે, ગોખે૦ ॥

રાજુલ૦ ॥ ૨૯૪ ॥ રાજભુવન પાસેં જવ આવે, સુણીયો પશુ પોકાર ॥ પૂછે નેમ અને કહે સારથિ, ગૌરવનો સંચકાર ॥ ગૌર૦ ॥ તે એછે, એમ સુણી પશુડાં જિહાં રહે છે ॥ રથ વાલી તતક્ષણ તિહાં ધાવે, રાજ૦ ॥ સુણી૦ ॥ ૨૯૫ ॥ મૃગલાં રોજ સૂઅર શશા આદેં, નિરખ્યા જીવ અપાર ॥ વાડામાં બાંધ્યા ટલવલતાં, ગણતાં ન આવે પાર ॥ ગણ૦ ॥ તે છોડી, તોડી બંધ ને નાઠા દોડી, રક્ષક જન પોહોતા ફરીઆદેં, મૃગલાં૦॥ નિરખ્યા૦ ॥ ૨૯૬ ॥ ઉગ્રસેન કૃષ્ણાદિક દોડ્યા, રથ ઘેરી કહે એમ ॥ તોરણ લગન સમય રથ મરડી, વલવું ન ઘટે નેમ ॥ વલવું૦ ॥ જી તમને, પશુપ્રપંચેં ભૂલ થઈ અમનેં ॥ પણ તમેં ભલું કરચું જે છોડ્યા, ઉગ્ર૦ ॥ રથ૦ ॥ ૨૯૭ ॥ વેગેં તોરણ રાજ પધારો, સસુર સુધારો કાજ ॥ વલતું નેમ કહે અમેં કરશું, નિજ કારજ સહિ આજ ॥ નિજ૦ ॥ તે કરવું, સ્ત્રી વિષયાદિકનું પરિહરવું ॥ સંયમ વિણ એલેં જમવારો, વેગેં૦ ॥ સસુર૦ ॥ ૨૯૮ ॥ વચન સુણી ચમક્યા મનમાંહે, એ નહી પરણે નાર ॥ કૃષ્ણાદિક સર્વે કહી થાક્યા, ન વલ્યા નેમ કુમાર ॥ ન વલ્યા૦ ॥ કિહાંથી, સહુ ઉદાસ થઈ ચાલ્યા તિહાંથી ॥ ખબર પડી રાજુલને ત્યાંહે, વચન૦ ॥ એ નહી૦ ॥ ૨૯૯ ॥ દિલથી ઘણું ઉદાસ થઇને, રૂદન કરંતી બાલ ॥ વિરહ ભરાણીને મૂર્છાણી, ધરણી ઢલી તત્કાલ ॥ ધરણી૦॥ તે ટાણે, કરી ઉપચારને ચેતના આણે

॥ મા સમજાવે ધીરજ દઈને, દિલથી૦ ॥ રૂદન૦ ॥ ૨૭૦ ॥ મેહેલી ચાલ્યો તોરણથી જે, છાંડી કુલની રીત ॥ તો પુત્રી તે ઊપર એવડી, શું ધરવી મન પ્રીત ॥ શું૦ ॥ એવાથી, કરડ દાંત જે ચોરીમાંથી ॥ પરણાવીશ જોઈ વર બીજો, મેહેલી૦ ॥ છાંડી૦ ॥ ૨૭૧ ॥ રાજુલ કહે મા શું કહું તુજને, મુજને ન ગમે કોય ॥ નેમ વિના બીજો વર મ્હારે, બંધવ સમ તું જોય ॥ બંધવ૦ ॥ તે કહેશું, અષ્ટ ભવાંતર પ્રીતિ છે એહશું ॥ નવમા ભવમાં મેહેલી મુજને રાજુલ૦ ॥ મુજને૦ ॥ ૨૭૨ ॥ પૂરવભવનેં પ્રેમ વરાંસેં, વલતી વરે વીશવાશ ॥ લેખ સંદેશા નિત્ય મોકલતે, વોલ્યા બારે માસ ॥ વોલ્યા૦ ॥ તિહાં સુધી, સુપને જંખે પ્રેમ વિલુદ્ધિ ॥ પરણી નાથ હું બેઠી પાસેં, પૂરવ૦ ॥ વલતી૦ ॥ ૨૭૩ ॥ પૂરણ પ્રીત મનોરથ ફલિયો, પીયુડે પૂરી આશ ॥ જાગી તામ વિમાસવા લાગી, મેહેલે મુખ નિઃશ્વાસ ॥ મેહેલે૦ ॥ વિચારે, સુપન સંયોગ રહી સંભારે ॥ સુરતેં પ્રાણનાથ જે મલિયો, પૂરણ૦ ॥ પીયુડે૦ ॥ ૨૭૪ ॥ સખિયો સુપન સુણી એમ ભાંખે, મેહેલો બેહેન ઉચ્ચાટ ॥ મલશે નાથ સહી કરી માનો, જોતાં જેહની વાટ ॥ જોતાં૦ ॥ પ્રમાણે, નેમેં દીક્ષા ગ્રહી તે ટાણે ॥ રાજુલ રહી ટલ વલતી વાસેં, સખિ૦ ॥ મેહેલો૦ ॥ ૨૭૫ ॥ નાથ વિનાનું ન ગમે મુને, કાજલ તિલક તંબોલ ॥ નાટક ગીત વિનોદની વાતુ, ન ગમે કુંકુમ રોલ ॥ ન ગમે૦ ॥

તેં હાથેં, મન હું વસ્યું નેમની સાથેં ॥ શું કહિયેં દુઃખ સહિયર તુને, નાથ૦ ॥ કાજલ૦ ॥ ૨૭૬ ॥ રાજુલ રોજ રહી સંભારે, નેમકુવરનું નામ ॥ રહનેમી દેવર તેવામાં, રૂપેં રીજ્યો તામ ॥ રૂપેં૦ ॥ તિહાં આવે, હાસ્યારથમાં પ્રેમ જણાવે ॥ ફુલ તંબોલ સુગંધ સંચારે, રાજુલ૦ ॥ નેમ૦ ॥ ૨૭૭ ॥ વલતો એક દિવસ એકાંતેં, રાજુલને કહે એમ ॥ રથનેમી હું નેમ તુમારે, ત્રેવડવો હવે તેમ ॥ ત્રેવડ૦ ॥ થી રાણી, સુણતાં મન્ન થરકી કચવાણી ॥ પરખ્યો લંપટ બોલતાં વાતેં, વલતો૦ ॥ રાજુ-લ૦ ॥ ૨૭૮ ॥ સતીયેં સમજાવ્યા સુવિચારેં, પીધું દૂધ વિશેષ ॥ રહ નેમી આવ્યો છે જેહવેં, સૂંધ્યું મીંઢલ દેખ ॥ સૂં૦ ॥ તાંવાલે, વમન કરે સોવન લઇ થાલેં ॥ દેવરને કહેતી પીયો ત્યારે ॥ સતી૦ ॥ પીધું૦ ॥ ૨૭૯ ॥ તે કહે પાવો શ્વાન સુકરને, હું નવિ ઇચ્છું એહ ॥ તો આ નેમ વમી જે મુજને, તું કેમ વંછે તેહ ॥ તું૦ ॥ નેવાસેં, ઇમ જાણો હું સ્વજન વરાસં ॥ દેતાં વસ્તુ વમી દેવરને, તે કહે૦ ॥ હું૦ ॥ ૨૮૦ ॥ એમ સુણી મનમાં પછતાઈ, કહેતો નામી શીશ ॥ ધન્ય તું મહાસતી મુજ અવિ-નય, ખમજો વળી રીશ ॥ ખમ૦ ॥ તે મનથી, તું ગુરૂણી થઇ આજના દિનથી ॥ ઉઠ્યો એમ સ્તવી સકુચાઈ, એમ૦ ॥ કહેતો૦ ॥ ૨૮૧ ॥ ઘરેં જઈ દીલગીર થઇને, રહનેમી કરે સોચ ॥ અધટિત વાત કરી ધિખ કરતો, અંતરશું આલોચ ॥ અંત૦ ॥

અનુસરતો, વૈરાગેં એમ ધ્યાનજ ધરતો ।। વ્રત લેવું પ્રભુ પાસેં જઇને, ધરેં૦ ।। રહુ૦ ।। ૨૮૨ ।। રથ વાલી નિજ મંદિર રહે તાં, વરસ એક ભગવાન ।। એક ક્રોડ આઠ લાખ સોનૈયા, દિન પ્રત્યેં દેતા દાન ।। દિન૦ ।। તે રહીને, પછી માત પિતાની અનુમતિ લઇને ।। સહસ પુરૂષશું સંયમ ગ્રહતાં, રથ૦ ।। વરસ૦ ।। ૨૮૩ ।। ધ્યાનેં શુકલ ધરી મન થિરતા, ચોપન દિન પરિમાણ ।। ઘન ઘાતી ચઊ કર્મ ખપાવી, પામીયા કેવલ નાણ ।। પામીયા૦ ।। પ્રભાવે, ચોશઠ ઈંદ્ર સુરાસુર આવે ।। સમોસરણ રચના તિહાં કરતાં, ધ્યાને૦ ।। ચોપન૦ ।। ૨૮૪ ।। વધામણી દીયે સેવક આવી, હરખ્યા કૃષ્ણ નરીંદ ।। જાદવ સહુ પરિવાર મલીને, પ્રણમે નેમ જિણંદ ।। પ્રણમે૦ ।। ને હરખેં, બારે પરખદ મલીને નિરખે ।। દીએ ઊપદેશ પ્રભુ સમજાવી, વધામણી૦ ।। હરખ્યા૦ ।। ૨૮૫ ।। પંચ ભૂત ત્રિગુણાતમ દેહેં, રમતો ચૈતન્ય રૂપ ।। ઇંદ્રિય વિષય તણે પ્રસંગેં, પડિઓ ભવજલ કૂપ ।। પડિઓ૦ ।। તે માંહેં, ભૂલ્યો માયા ફંદથી પ્રાયેં ।। જૂઓ જગત સહુ કારમે નેહે. પંચ૦ ।। રમતો૦ ।। ૨૮૬ ।। એમ ઊપદેશ સુણી નરનારી, પ્રતિ બૂજયાં સહુ કોય ।। સમકિત શીયલ તણી રૂચિ ધરતાં, કઇ વ્રતધારી હોય ।। કઇ૦ ।। ઊમંગેં, સંયમ લેતાં કઇ ઊછરંગે ।। જાણી જૈન ધર્મ હિતકારી, એમ૦ ।। પ્રતિ૦ ।। ૨૮૭ ।। રાજીમતી તે અવસરેં આવી, રહનેમી પણ

સાથ ॥ ત્રિકરણ શુધ્ધ પણે અનુમતિથી, દીક્ષા ગ્રહી પ્રભુ હાથ ॥ દીક્ષા૦ ॥ પ્રતાપે, તપ જપથી ઘન ઘાતી કાપે ॥ પામીયા કેવલ જ્ઞાન સ્વભાવી, રાજી૦ ॥ રહનેમી૦ ॥ ૨૮૮ ॥ ચારશેં વર્ષ રહયા ગૃહવાસેં, છદ્મસ્થેં એક ધાર ॥ વર્ષ પાંચશેં કેવલ પાલ્યું, આયુ વર્ષ હજાર ॥ આયુ૦ ॥ થી જોતાં, સ્વામી પહેલા મુક્તં પોહોતા ॥ શુધ્ધ સ્વરૂપ તણે સુવિલાસેં, ચારશેં૦ ॥ છદ્મ૦ ॥ ૨૮૯॥ મુનિવર સહસ અઢાર તે માંહે, એકાદશ ગણધાર ॥ સાધવી ચાલીશ સહસ શ્રાવક લખ, એક ઓગણોતેર હજાર ॥ એક૦ ॥ તે જાણું. શ્રાવિકા ત્રણ લાખ વખાણું ॥ ઊપર છત્રીશ સહસ સંખ્યાયં ॥ મુનિ૦ ॥ અષ્ટા૦ ॥ ૨૯૦ ॥ આશો શુદિ પૂનમની રાતેં, માત ઊદર અવતાર ॥ શ્રાવણ શુદિ પંચમી નિશિસમયેં, જનમ્યા નેમ કુમાર ॥ જનમ્યા૦ ॥ લહી શિક્ષા, શ્રાવણ શુદિ છઠની ગ્રહી દીક્ષા, દીવાલી કેવલ સુવિખ્યાતં, આશો૦ ॥ માત૦ ॥ ૨૯૧ ॥ અંત સમય રેવતગિરિ માથે, અનશન કરી એક માસ ॥ સહસ વર્ષ આયુ પાલીને, કીધો મુક્તિ નિવાસ ॥ કીધો૦ ॥ વિહાતે, આષાઢ શુદિ આઠમની રાતેં ॥ પાંચશેં છત્રીશ મુનિવર સાથેં, અંત૦ ॥ અણ૦ ॥ ૨૯૨ ॥ સોરઠ દેશ તણી શામાયેં, ગામ નામ ચોરવાડ ॥ રાજ કરે બાબી કુલ બાહાદૂર, હામદ ખાં ઓનાડ ॥ હામદ૦ ॥ પ્રતાપી, દેગ તેગ જસ કરતો વ્યાપી ॥ ગઢ ગિરનાર તીર્થ છે